# નવીન વ્યાકરણ

## ભાગ ૧લો

પ્રાથમિક શાળાના ચોથા ધોરણ માટે


લેખક તથા પ્રકાશક

**મૂળજીભાઈ હીરાલાલ ચોકસી એમ. એ.**

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.





આવૃત્તિ ૧લી　　સને ૧૯૨૯　　પ્રત ૪૦૦૦

અમદાવાદ—શ્રી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ

**એસ. બી. શાહની કું.**

પાનકોર નાકા—**અમદાવાદ.**

* * *

કિંમત ત્રણ આના

# નવીન વ્યાકરણ

## ભાગ ૧લો

પ્રાથમિક શાળાના ચોથા ધોરણ માટે


લેખક તથા પ્રકાશક

**મૂળજીભાઈ હીરાલાલ ચોકસી એમ. એ.**

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.





આવૃત્તિ ૧લી સને ૧૯૨૯ પ્રત ૪૦૦૦

**અમદાવાદ**—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ

**એસ. બી. શાહની કું.**

પાનકોર નાકા—**અમદાવાદ.**


***

કિંમત ત્રણ આના

# અર્પણ પત્રિકા

શ્રીયુત કૃષ્ણલાલ સુરજરામ વકીલ

એમ. ઈ. ડી.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, દક્ષિણ વિભાગ,

ધારવાડ.

આપે મને ટ્રેનિંગ સંસ્થાઓમાં કેળવણી સંબંધી જ્ઞાન
મેળવવાની અને અખતરા કરવાની જે તક, સરળતા
અને ઉત્તેજન આપ્યાં હતાં તે ઋણ કંઈક
દરજ્જે અદા કરવાનો આ પ્રસંગ લઈ
'નવીન વ્યાકરણ' નામનું આ
પુસ્તક આપને હું સપ્રેમ
અર્પણ કરૂં
છું.

લિ.

મૂ. હી. ચોકસી

# ઉપોદ્‌ઘાત

પ્રાથમિક શાળામાં ગણિત અને વ્યાકરણ એ બે વિષયો વિદ્યાર્થીને અઘરા લાગે છે. શિક્ષકવર્ગને પણ એ બંને વિષયો રસિક રીતે વિદ્યાર્થી સમક્ષ રજુ કરવાની કેટલીક મુશ્કેલી નડે છે; કારણ કે અમૂર્ત બાબતનો સ્પષ્ટ ખ્યાલ મગજમાં આવી શકતો નથી. આ કારણને લીધે વ્યાકરણના વિષય ઉપર જોઈએ તેવું ધ્યાન આપવામાં આવતું નથી અને તે વિષય કાચો રહી જાય છે. આ ઉપરાંત વ્યાકરણશિક્ષણથી જે બુદ્ધિની સૂક્ષ્મતા તથા સુરેખ વિચાર કરવાની શક્તિ વિદ્યાર્થીનામાં આવવી જોઈએ તેવી માનસિક તાલીમ તેમને મળતી નથી. આ બાબત લક્ષમાં રાખી આ વ્યાકરણની યોજના વૈયાકરણ તરીકે નહિ પણ શિક્ષકની દૃષ્ટિથી ઘડવામાં આવી છે. વ્યાકરણ જેવા વિષય માટે શિક્ષણશાસ્ત્રનો એક ઉપયોગી નિયમ એ છે કે "દૃષ્ટાંત ઉપરથી નિયમ ઉપર અને નિયમ ઉપરથી દૃષ્ટાંત ઉપર જવું" કે જેથી બાળકો વ્યાકરણ સરળ રીતે–કુદરતી રીતે સમજી શકે. આ પહેલા ભાગમાં આ દૃષ્ટિથી દરેક પદનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે વાચક સહજ જોઈ શકશે. બીજા ભાગમાં પાંચમા અને છઠ્ઠા ધોરણ માટે પણ આજ શૈલીથી વ્યાકરણના જુદા જુદા પદનું નિરૂપણ વિશેષ હકીકત સાથે કર્યું છે અને ભાગ ત્રીજામાં જરા શાસ્ત્રીય રીતે વધારે બીના સાથે આ વિષયનું કેન્દ્રાનુસાર પદ્ધતિ મુજબ નિરૂપણ કરવામાં આવ્યું છે.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ
**અમદાવાદ**
તા. ૭–૧૨–૨૯.

**મૂળજીભાઈ હીરાલાલ ચોકસી**

# અનુક્રમણિકા

# નવીન વ્યાકરણ

## ભાગ ૧ લો

### પાઠ ૧ લો

#### વાક્યવિચાર

**૧.** આપણે જ્યારે બોલીએ છીએ ત્યારે અમુક બાબત શબ્દોથી જણાવીએ છીએ. જે શબ્દોનો આપણે ઉપયોગ કરીએ છીએ તે એક અથવા વધારે હોય છે.

(अ) ૧. ખેતર ઘાસ
૨. ગાય ઝાડ
૩. ચોપડી ઘર તેની
૪. પતંગ છાપરૂં
૫. નિશાળ છોકરો

આ પ્રમાણે જે શબ્દો મૂકયા છે તેમને આમ સાથે મૂકવાથી કંઈ અર્થ થતો નથી, કારણકે તે શબ્દથી તેમના છુટા અર્થ ઉપરાંત કંઈ સમજાતું નથી, પણ તેજ શબ્દોને સંબંધપૂર્વક ગોઠવવાથી કંઈક અર્થ સમજાય છે.

| (अ) | (ब) |
|---|---|
| ૧. ખેતર ઘાસ | ૧. ખેતરમાં ઘાસ |
| ૨. ગાય ઝાડ | ૨. ગાય ઝાડ નીચે |
| ૩. ચોપડી ઘર તેની | ૩. તેની ચોપડી ઘરમાં |
| ૪. પતંગ છાપરૂં | ૪. પતંગ છાપરા ઉપર |
| ૫. નિશાળ છોકરો | ૫. નિશાળેથી છોકરો |

'ખેતર ઘાસ' એ શબ્દોથી કંઈ સમજાતું નથી પણ તેમના કરતાં 'ખેતરમાં ઘાસ' એ શબ્દોથી આપણે કંઈક સમજીએ

છીએ. તેવીજ રીતે 'ગાય ઝાડ' થી કંઈ સમજાતું નથી પણ તેના કરતાં 'ગાય ઝાડ નીચે' એ શબ્દથી વધારે સમજાય છે. તેજ પ્રમાણે બીજા શબ્દોનું છે. **अ** ખાનામાં પદાર્થ કે પ્રાણીનાં માત્ર નામ સમજાય છે પણ બંને વચ્ચે સંબંધ શો છે તે સમજાતું નથી, પણ **ब** ખાનામાંના શબ્દોથી વધારે અર્થ સમજાય છે એ ખરૂં પણ તેનો પુરેપુરો અર્થ સમજાતો નથી; કારણકે 'ખેતરમાં ઘાસ' એ શબ્દથી 'ઘાસ' ખેતરમાં છે કે નહિ તે આપણે જાણતા નથી. તેમજ 'ગાય ઝાડ નીચે' શું કરે છે તે પણ સમજાતું નથી. આવી રીતે તેની 'ચોપડી ઘરમાં' 'પતંગ છાપરા ઉપર' 'નિશાળેથી છોકરો' એ શબ્દોના અર્થ પુરા સમજાતા નથી તેથી તેને **શબ્દસમૂહ** કહે છે; પણ જ્યારે નીચે પ્રમાણે તે શબ્દોમાં કંઈક ઉમેરો કરવામાં આવે છે ત્યારે તેમનો અર્થ બરાબર સમજાય છે;. કારણકે તેમાંથી પુરેપુરો અર્થ નીકળે છે અને તે પુરો કરવા કાંઈ વધારે કહેવાનું રહેતું નથી.

| (ब) | (क) |
|---|---|
| ૧. ખેતરમાં ઘાસ | ૧. ખેતરમાં ઘાસ છે. |
| ૨. ગાય ઝાડ નીચે | ૨. ગાય ઝાડ નીચે બેઠી છે. |
| ૩. તેની ચોપડી ઘરમાં | ૩. તેની ચોપડી ઘરમાં હતી. |
| ૪. પતંગ છાપરા ઉપર | ૪. પતંગ છાપરા ઉપર પડી. |
| ૫. નિશાળેથી છોકરો | ૫. નિશાળેથી છોકરો ઘેર ગયો છે. |

આવા શબ્દસમૂહને વાક્ય કહે છે. કેટલીક વખતે એકાદ શબ્દથી પણ પુરો અર્થ સમજાય છે. દા. દોડો, લખો, જાઓ, આવજો, જુઓ, બેસો વગેરે. જ્યારે એક કે વધારે શબ્દોથી બોલનારનો વિચાર પુરો સમજાય છે ત્યારે તે **વાક્ય** કહેવાય છે; પણ જો તેનો અર્થ અધુરો સમજાય તો તેને **શબ્દસમૂહ** કહે છે.

**૨.** નીચેના શબ્દો વાપરી એક એક વાક્ય બનાવોઃ—

(अ) ઊડે છે, હતો, ચકલી, તમે, તાપ, રમ્યો, ખાતો, છોકરી, બળદ, તે.

(ब) શબ્દસમૂહના બાર દાખલા આપો.

૩. નીચેના લખાણમાંથી જે **વાક્ય** કે **શબ્દસમૂહ** હોય તે બતાવોઃ—

(૧) છોકરો ખાય છે. (૨) ચાર વાગ્યે. (૩) ઊડતું પક્ષી. (૪) મેજ પડ્યું છે. (૫) ખડીઆમાં કલમ. (૬) આકાશના તારા. (૭) ઘોડો દોડતો હતો. (૮) તે ખૂબ રમ્યો. (૯) નીચે બેસો. (૧૦) તમે શું બોલો છો ? (૧૧) દાદર ઉપરથી. (૧૨) મગન કાગળ લખે છે. (૧૩) કોયલ કેવું ગાય છે ? (૧૪) ભોંય ઉપર પડેલું. (૧૫) વરસાદ વરસી રહ્યો. (૧૬) રસ્તામાં જતાં. (૧૭) પવન વાય છે. (૧૮) પાંચ વાગે. (૧૯) છગન રમીને. (૨૦) કામ કરીને તે થાકી ગયો. (૨૧) ટાઢ સખત પડે છે. (૨૨) મારાથી આ લખાશે નહિ. (૨૩) એકદમ દોડ. (૨૪) તમે કેમ આવ્યા છો ? (૨૫) હવે પાઠ વાંચો. (૨૬) બેસી રેહવું. (૨૭) ફરીને કનુ બોલ્યો. (૨૮) તમે ગામ ગયા હતા ? (૨૯) આંબા ઉપરની કેરી. (૩૦) તેણે હીંચકા ખાધા.

૩. નીચેના શબ્દો વાપરી વાક્યો બનાવોઃ—

(૧) બળદ અને ઘાસ, (૨) પોપટ અને પાંજરૂં, (૩) આંબો અને કેરી, (૪) ગાય અને દૂધ, (૫) છોકરો અને ચોપડી, (૬) બગીચો અને ફૂળ, (૭) ખેતર અને બાજરી, (૮) શિક્ષક અને ખુરસી, (૯) મગન અને પતંગ, (૧૦) દરજી અને લુગડાં, (૧૧) રસ્તામાં, (૧૨) પડેલું હતું, (૧૩) ધીમેથી, (૧૪) ઉંચે આકાશમાં, (૧૫) ઘર આગળ, (૧૬) બજારમાંથી, (૧૭) માથા ઉપર, (૧૮) ચાલતાં ચાલતાં, (૧૯) બજાર અને કપડાં, (૨૦) સુથાર અને મેજ, (૨૧) વરસાદ અને વીજળી, (૨૨) જંગલ અને વાઘ, (૨૩) કામથી તે. (૨૪) વાજાં વાગવાથી છોકરૂં, (૨૫) ઝાડ અને પવન, (૨૬) શિઆળામાં ઘણી ટાઢ, (૨૭) સૂતેલો સિંહ, (૨૮) ખેતર અને શિઆળ, (૨૯) ભેંસ અને ઘાસ, (૩૦) છાપરા ઉપર.

# પાઠ ૨ જો

---

## ક્રિયાપદ

**૧.** હવે તમને વાક્ય શું છે તે સમજાયું હશે; પણ તે બરાબર **સમજવા માટે** તો તેમાં આવતા શબ્દો એકબીજા જોડે કેવા સંબંધ-માં આવે છે તે એટલે તેના જુદા જુદા ભાગ જાણવાની જરૂર છે.

(૧) પોપટ **ઊડે** છે. (૨) છોકરૂં **રડે** છે. (૩) કોયલ **ગાય** છે. (૪) શિક્ષક **બોલે** છે. (૫) પવન **વાય** છે.

આ પાંચ વાકયો છે. તેમાં દરેકમાં બે પદ (શબ્દો) છે. 'પોપટ ઊડે છે' તેમાં 'પોપટ' શું કરે છે તે 'ઊડે છે' શબ્દથી જણાય છે. 'છોકરૂં રડે છે' તેમાં 'રડવાનું' "રડે છે" શબ્દથી સમજાય છે. તેવીજ રીતે 'ગાય છે,' 'બોલે છે,' 'વાય છે,' એ શબ્દોથી 'ગાવાની,' 'બોલવાની' અને 'વાવાની' ક્રિયા માલમ પડે છે; માટે તે ઉપરથી આપણને એમ સમજાય છે કે **જે પદ ક્રિયા બતાવે છે તેને ક્રિયાપદ** કહે છે.

**૨.** (૧) શાંતિ રસ્તામાં જતાં જતાં, (૨) નોકર દોડીને, (૩) છોકરો પાણીમાં તરતાં, (૪) તે ઉભો થઈને; આવા શબ્દસમૂહો વાકયો નથી એ બાબત આગળ તમે શીખી ગયા છો; કારણકે તે શબ્દો વડે પુરો અર્થ સમજાતો નથી. 'જતાં જતાં' શું થયું તે પહેલા શબ્દસમૂહથી સમજાતું નથી. તેમજ 'દોડીને,' 'તરતાં,' 'ઉભો રહીને' તેવા શબ્દોથી પુરો અર્થ સમજાતો નથી તેથી જોકે તેમાં 'જવાની,' 'દોડવાની,' 'તરવાની,' અને 'ઉભા રહેવાની,' ક્રિયા થાય છે પણ તે અધુરી હોવાથી તેને ક્રિયાપદ કહેવાય નહિ. ત્યારે આ ઉપર-થી હવે સમજાશે કે કેવળ ક્રિયા બતાવનાર શબ્દને ક્રિયાપદ કહેવાય નહિ પણ જો તેની ક્રિયા પુરી સમજી શકાય તો તે **ક્રિયાપદ** કહેવાય.

| | |
|---|---|
| ૧. શાંતિ રસ્તામાં જતાં જતાં | ૧. શાંતી રસ્તામાં જતાં **જતાં પડી ગયો.** |
| ૨. નોકર દોડીને | ૨. નોકર દોડીને **આવ્યો.** |
| ૩. છોકરાં પાણીમાં તરતાં | ૩. છોકરો પાણીમાં **તરતાં ડૂબી ગયો.** |
| ૪. તે ઉભો થઈને | ૪. તે ઉભો થઈને **વાંચે છે.** |

આ પ્રમાણે મોટા અક્ષરવાળા શબ્દોથી ક્રિયા પુરી થવાથી તેમનો અર્થ બરાબર સમજાય છે તેથી તે વાક્ય થાય છે.

**૩.** એક શબ્દનું પણ વાક્ય હોય છે એ બાબત આગળ તમે શીખી ગયા છો. દા. આવજો, બેસો, ખાઓ, ઊઠો, લાવો. જો કે આમાં એક પદ છે પણ તે વાક્ય છે; કારણકે તે પદથી જે અર્થ બતાવવાનો છે તે સમજી શકાય છે માટે તે પદ ક્રિયાપદ છે. હવે આ ઉપરથી ચોકખું સમજાશે કે કોઈપણ વાક્ય ક્રિયાપદ વગર થઈ શકે નહિ. ત્યારે દરેક વાક્યમાં ઓછામાં ઓછાં બે પદ તો હોવાંજ જોઈએ. એક ક્રિયા કરનાર અને બીજું ક્રિયા બતાવનાર. 'બેસો,' 'ખાઓ,' 'લાવો,' એ ક્રિયાપદની સાથે 'તમે' પદ અધ્યાહાર ( છે એમ સમજવાનું ) હોવાથી તે પદ જો કે એકલું છે તોપણ વાક્ય તરીકે ગણાય છે. કર્તા એટલે ક્રિયા કરનાર પદ અધ્યાહાર રહી શકે પણ ક્રિયાપદ વગર તો ચાલેજ નહિ તેથી વાક્યમાં ક્રિયાપદ એ પદ ઘણું જરૂરનું છે, કારણકે તે વગર વાક્ય થઈ શકતું નથી.

**૪.** (૪) નીચેનાં વાક્યોમાંથી ક્રિયાપદ શોધી કાઢો:—

(૧) ચોપડી પડી છે. (૨) સૂર્ય ઊગ્યો. (૩) કુતરો ભસે છે. (૪) તમે ખાઓ છો? (૫) છોકરી ગાય છે. (૬) તેણે દૂધ પીધું. (૭) ઘડિઆળ બંધ પડી છે. (૮) કીડી દાણો લઈ ગઈ. (૯) કાગડો કાકા કરે છે. (૧૦) સુંદર ફૂલ કરમાઈ ગયું. (૧૧) ઘી ઢળી ગયું. (૧૨) મોહન સૂઈ ગયો. (૧૩) ખેડુત ઝાડ કાપે છે. (૧૪) ખેતરમાંથી બળદ આવે છે. (૧૫) તેણે મને પૈસો આપ્યો. (૧૬) હમણાં

બંદૂક ફૂટી. (૧૭) વરસાદથી ઘર પડ્યું. (૧૮) આકાશ રાતું દેખાય છે. (૧૯) મેં તેને વાત કહી. (૨૦) વાત સાંભળીને તે બોલી ઊઠયો. (૨૧) નદીમાં પૂર આવ્યું છે. (૨૨) તમે ક્યાં જાઓ છો? (૨૩) હજુ તે માંદો છે. (૨૪) મોર ટહુકા કરતો હતો. (૨૫) બગીચો ઉજ્જડ લાગે છે. (૨૬) હું હવે લખી રહ્યો. (૨૭) કામથી તે ખુશ થયો. (૨૮) તેણે ટોપી લીધી. (૨૯) વિનુ નિશાળે ગયો હશે. (૩૦) તે બહુ બોલતો નથી.

૫. નીચેની ખાલી જગામાં **ક્રિયાપદ** મૂકી વાક્યો બનાવોઃ—

(૧) નિશાળ——(૨) બગીચો——(૩) ચંદ્રમા——(૪) ભિખારી——(૫) મરઘી——(૬) કલમ——(૭) મોગરાનું ફૂલ ——(૮) છોકરાની લાકડી——(૯) કેટલાક માણસ——(૧૦) તેની ખુરસી——(૧૧) મારો કોટ——(૧૨) કાંતિની ચોપડી ——(૧૩) લાલ ઘોડો——(૧૪) દીવાનું અજવાળું——(૧૫) જંગલમાં વાઘ——(૧૬) છગન અને મગન——(૧૭) બાર રૂપીઆ ——(૧૮) આંબા ઉપરની કેરી——(૧૯) મારી ચોપડી—— (૨૦) રાજાનો કુતરો——(૨૧) ઝાડ ઉપરનાં ફૂલ——(૨૨) મંદિરમાં તે——(૨૩) છોકરો રમવા——(૨૪) બહુ કહેવું——(૨૫) લશ્કરનો સિપાઈ——(૨૬) શેઠ ગરીબને——(૨૭) વરસાદથી ઘર ——(૨૮) તે હીંચકા ઉપર——(૨૯) હું——(૩૦) કામ——

૬. નીચેનાં વાક્યોમાંથી **ક્રિયાપદ** શોધી કાઢોઃ—

**(अ)** ૧ આપણે દાળ અને શાકભાજી ખાઈએ છીએ.
૨ તે બાઈને પોતાની ભૂલ માલમ પડી.
૩ તેણે પેલા પાડોશીનો ઉપકાર માન્યો.
૪ પહેલા તો ખેડુતે કપાસ વાવ્યા હશે.
૫ પેલાં વાસણો તેં હારબંધ ગોઠવી કાઢયાં છે.
૬ તેની જમણી આંખ ફૂટેલી છે.

૭ બીજી મેર ઘણું લાધ્યા છે.
૮ હીંડો, મને તે દેખાડો.
૯ એ બધું ડહાપણ તો જાણ્યું.
૧૦ રસ્તે ચાલતાં મેં ઊંટનાં પગલાં જોયાં.
૧૧ પણ ત્યાં માણસના પગલાં પડેલા હતાં.
૧૨ તે એક આંખે કાણું હશે.
૧૩ તેણે પાંદડાં કરડયાં હશે.
૧૪ સુવાકયથી સ્નેહ સદૈવ વાધે;
૧૫ કુવાકયથી કલેશ હંમેશ લાધે;
૧૬ અરે કરશો એક વિવેક આણી
૧૭ વિચારીને યાર, ઉચ્ચાર વાણી.

(च) જંગલમાં એક સિંહ સૂતો હતો. એક ઉંદરડી તેના દરમાંથી નીકળી અને તેના શરીર ઉપર દોડવા લાગી. સિંહ જાગ્યો અને તેણે ઉંદરડીને પકડી. તેને મારવાનો વિચાર કર્યો. તેણે કહ્યું કે તમે મને મારશો નહિ; હું તમને કોઈ દિવસ મદદ કરીશ. થોડા દિવસ પછી સિંહ જાળમાં પકડાયો. તેણે બહુ બરાડા પાડયા તેથી ઉંદરડી દોડી આવી. તેણે જાળ કાપી નાખી અને સિંહને છુટો કર્યો.

---

## પાઠ ૩ જો

---

### નામ

**૧.** 'પક્ષી ઊડે છે.' એ વાકયમાં 'ઊડે છે' એ ક્રિયાપદ છે કારણકે તે 'ઊડવાની' ક્રિયા બતાવે છે, અને 'પક્ષી' એ ક્રિયા કરનાર પદને **કર્તા** કહે છે. દરેક વાકયમાં કર્તા તો હોવો જોઈએ. ઘણાં વાકયોમાં તે સ્પષ્ટ જણાઈ આવે છે પણ કોઈ કોઈ વાકયમાં તે ચોકખો માલમ પડતો નથી. દા. 'વાંચ' એ વાકય છે. તેમાં 'વાંચ' એ ક્રિયાપદ છે, પણ તેમાં 'તું' એ પદ સમજી લેવાનું છે પણ તેનો

પુરો અર્થ સમજાવાથી તે વાક્ય ગણાય છે. આ બાબત બીજા પાઠમાં સમજાવામાં આવી છે. હવે જે કર્તા હોય છે તે ઓળખવાને માટે ક્રિયાપદને 'કોણ'થી સવાલ કરવામાં આવે તો તે જણાઈ આવે છે. 'તે ઊંઘી ગયો' એ વાક્યમાં 'કોણ ઊંઘી ગયો' એમ પ્રશ્ન કરવાથી 'તે' ઊંઘવાની ક્રિયા કરનાર છે એટલે 'તે' કર્તા છે એમ માલમ પડે છે. તેવી રીતે 'તું રોટલી ખા.' એમાં 'કોણ રોટલી ખાય' એમ પૂછવાથી 'તું' કર્તા છે એમ સમજાય છે.

૨. નીચેનાં વાક્યોમાંથી **કર્તા** શોધી કાઢોઃ—

(૧) ભમરો ગણગણાટ કરે છે. (૨) કુતરો રોટલો ખાય છે. (૩) કુસુમ બહુ રમે છે. (૪) તેણે પાણી પીધું. (૫) ડાહ્યો છોકરો કહ્યું કરે છે. (૬) બિલાડી ઉંદર પકડવા દોડી. (૭) માળી ફૂલ વીણે છે. (૮) સુથાર રંદો ફેરવે છે. (૯) આકાશમાં તારા ઝગઝગે છે. (૧૦) નદીનું પાણી વહ્યાં જાય છે. (૧૧) મૃગજળમાં પાણી દેખાય છે. (૧૨) મેળા વખતે લોકો એકઠા થયા. (૧૩) થોડી વાર પછી મહેતાજી બોલ્યા. (૧૪) તે નઠારા છંદમાં પડયો. (૧૫) છગન પ્રમાણિક હતો. (૧૬) ઈશ્વર સઘળું જુએ છે. (૧૭) આકાશ ભુરૂં દેખાય છે. (૧૮) અસંખ્ય તારા ચોતરફ નજરે પડે છે. (૧૯) લુંટારાએ ત્રણ પથરા લીધા. (૨૦) આવું સંકટ માથે આવી પડયું. (૨૧) શેઠ ઘણા ખુશ થયા. (૨૨) એક વૃદ્ધ ડોસો મળવા આવ્યો. (૨૩) પછી તેનો વારો આવ્યો. (૨૪) હું કંઈ જાણતો નથી. (૨૫) પાદશાહે બીરબલને પૂછયું. (૨૬) પાદશાહ તો સડ થઈ ગયો. (૨૭) તેણે મનમાં વિચાર્યું. (૨૮) પાદશાહે હુકમ રદ કર્યો. (૨૯) બીરબલને શાબાશી આપી. (૩૦) તમે આ સવાલ પૂછયા હતા.

૩. નીચેના શબ્દસમૂહોમાં **કર્તા** મૂકોઃ—

(૧)——કેરી ખાધી. (૨)——ચીંચીં કરે છે. (૩)——ગરમ છે. (૪)——રૂપીઓ આપ્યો. (૫)——ઉપયોગી જનાવર છે. (૬)——સુંદર શહેર છે. (૭)——જંગલમાં હરણનો શિકાર કર્યો.

——બહુ રમે છે. (૯)——કેવું સરસ ગાય છે? (૧૦)——
ડાની થાય છે. (૧૧)——જોરથી વહે છે. (૧૨)——મારાથી થશે
. (૧૩)——સખત પડે છે. (૧૪)——ખાટું છે (૧૫)——સારૂં
(૧૬)——મદદ કરો. (૧૭)——ધીમે ખાઓ. (૧૮)——ઉત્તરા-
માં ઊડે છે. (૧૯)——દુકાળમાં મરે છે. (૨૦)——મારી કાટી
. (૨૧) તેની——પડી. (૨૨) મોટું——નદી પર છે. (૨૩)
——બોલ છે. (૨૪)——વનનો રાજા છે. (૨૫)——ક્યાં ગયા
? (૨૬)——સુખી થયા. (૨૭)——હમણા ભમે છે (૨૮)
માં——નાખે છે (૨૯)—— આકાશમાં ઝગઝગે છે (૩૦)——
વળથી દોડ્યો.

**૪.** હવે તમે વાક્યના બે મુખ્ય ભાગ કર્તા અને ક્રિયાપદ વિષે
મી ગયા. પણ વાક્યમાં જે કર્તા હોય છે તેનું બીજું કંઈક નામ
હું હોય છે. જે જે વસ્તુને આપણે જોઈએ છીએ, સાંભળીએ
એ, અડકીએ છીએ તથા જેનો મનમાં વિચાર કરીએ છીએ તે
નાં **નામ** હોય છે. 'પક્ષી ઊડે છે' એ વાક્યમાં 'પક્ષી' કર્તા છે
તેને **નામ** પણ કહે છે. તે પ્રમાણે ક્રિયાપદના જુદા જુદા
ને અમુક નામથી ઓળખવામાં આવે છે.

તમારા વર્ગમાં જે વસ્તુઓ હોય તેનાં **નામ** આપો. મેજ,
સી, પાટીઉં, ચોપડી, સ્લેટ, ચાક, નકશો, કાગળ.

જે ઝાડ તમે જોયાં હોય તેનાં **નામ** આપો. પીપળો, વડ,
ડો, આમલી, રાયણ.

તમારા વર્ગના છોકરાનાં **નામ** આપો. કાંતિ, જેશંકર, મોહન,
રભાઈ, હરમાનભાઈ.

જે જે પ્રાણી જોયાં હોય તેનાં **નામ** ગણાવો. બકરી, ગાય,
સ, ઘોડો, ઊંટ, હાથી.

જે જે પક્ષી તમે જોયાં હોય તેનાં **નામ** બોલો. ચકલી, પોપટ,
ર, કબુતર, કાગડો.

તમે ગુજરાતનાં મોટા શહેરનાં **નામ** બોલો. અમદાવાદ, વડોદરા, સુરત, ભરૂચ, નડિઆદ, ગોધરા, વિરમગામ.

આ જે બધા **પદાર્થ** અને **પ્રાણીનાં નામ** તમે બોલ્યા તે **આંખથી** જોઈ શકાય છે; પણ **કાન, ચામડી, જીભ** અને **નાકથી** કેટલીક બાબતનું જ્ઞાન આપણને થાય છે. દા. ઘાંટો, ગડગડાટ, બૂમ, રણકો, એ **કાનથી** સંભળાય એવાં **નામ** છે. ટાઢ, તાપ, ગરમી, ઠંડક, ઉકળાટ, કઠિનતા, સુંવાળાશ, આ નામનું ચામડીથી આપણને જ્ઞાન થાય છે. ગંધ, બદબો, સુવાસ, એ **નામ**નું જ્ઞાન નાક વડે આપણને થાય છે. કડવાશ, મિઠાશ, તુરાશ, ખટાશ જેવી નામવાળીજ વસ્તુનો જીભને અનુભવ થાય છે. ઉપર જણાવેલાં બધાં **નામ** આપણે જુદી જુદી ઇંદ્રિયોથી જાણી શકીએ છીએ. હવે આપણે બીજાં નામ લઈએ; જેવાં કે બાળપણ, સુખ, બહાદુરી, સુંદરતા, આરોગ્ય, સાચાઈ, ક્રૂરતા. આ **ગુણનાં નામ** છે. કેટલાંક નામ, જેવાં કે વાચન, કીર્તન, પૂજન, ચિંતન, રમત, ચલનવલન, ગમત, પાચન એ **ક્રિયાનાં નામ** છે. આ શબ્દો શું બતાવે છે ? આપણે તેને કેવી રીતે જાણી શકીએ છીએ ? આ નામ એવાં છે કે જે આપણી ઇન્દ્રિયોદ્વારા જાણી શકાતા નથી, એટલે તેમને આપણે જોઈ શકતા નથી અથવા સ્પર્શ કરી શકતા નથી પણ તે નામ ગુણ કે ક્રિયાને ઓળખાવે છે તેથી આ જુદાં જુદાં નામ ઉપરથી હવે સમજાશે કે **જે શબ્દથી પ્રાણી, પદાર્થ, ગુણ કે ક્રિયા ઓળખાય છે તેને નામ કહે છે.**

(૪) (क) તમારી નિશાળમાં જે જે વસ્તુઓ તમે જોતા હો તેનાં નામ લખો.

(ख) ખેતરમાં કે બાગમાં જે વસ્તુઓ તમે જોઇ હોય તેનાં નામ લખો.

(ग) રસ્તામાં જતાં જે વસ્તુ તમારા જોવામાં આવી હોય તેનાં નામ લખો.

(घ) જે વસ્તુ તમારા ખાવામાં આવી હોય તેનાં નામ આપો.

**૫. નીચેનાં વાકયોમાંથી નામ શોધી કાઢો:—**

(૧) ખેડુત ચોમાસામાં ખેતી કરે છે. (૨) ગરીબ માણસને બહુ મહેનત કરવી પડે છે. (૩) મોરને સુંદર પીંછાં હોય છે. (૪) મોહનના ભાઈએ તેને પાંચ રૂપીઆ આપ્યા. (૫) સાધુ પુરુષ ઈશ્વરનું ચિંતન કરે છે. (૬) બાજરી કરતાં ઘઉં વધારે મોંઘા હોય છે. (૭) પ્રતાપના શૌર્ય આગળ મોગલનું કંઈ ચાલ્યું નહિ. (૮) શીશીમાંથી દવા ઢળી ગઈ. (૯) મંદવાડમાં માણુસ માત્રનો સ્વભાવ ચીઢીઓ થઈ જાય છે. (૧૦) વાડીમાં જુદાં જુદાં શાક થાયછે. (૧૧) ગાંડો માણુસ લવારો કરે છે. (૧૨) વરસાદથી અનાજ ઊગે છે. (૧૩) પક્ષીઓ માળામાં ભરાઈ જાય છે. (૧૪) હાલમાં સોનું સોંઘું છે. (૧૪) મીરાંબાઈએ ઘણો વખત ભજન અને કીર્તનમાં ગાળ્યો. (૧૫) ગંગા બહુ પવિત્ર નદી છે. (૧૬) હિમાલય ઉંચાઈમાં બધાથી ચઢિઆતો છે. (૧૭), તેલ પ્રવાહી પદાર્થ છે. (૧૮) ક્રૂરતાથી માણુસ પશુ બને છે. (૧૯) રવિવારે મગન ગાડીએ બેસી પરગામ ગયો. (૨૦) ગુજરાતની ઉત્તરે રજપુતાનાનો મુલક છે. (૨૧) જુવાનસિંહે ખંજર મ્યાનમાં ઘાલ્યું. (૨૨) તમારા દાખલામાં મોટી ભૂલ છે. (૨૩) વિનોદ પાસે ભલામણુનો પત્ર હતો. (૨૪) જગમોહન કાળજીથી કામ કરે છે. (૨૫) તેની રહેણીકહેણી એક નથી. (૨૬) ફકીર નગરમાં દરરોજ ફરતો હતો. (૨૭) સાકરની મિઠાશ ગોળના કરતાં વિશેષ છે. (૨૮) મદારી આગળ છોકરાનું એક ટોળુ વળ્યું હતું. (૨૯) લશ્કરમાં સિપાઈને સુખ દુઃખ ભૂખ વેઠવાં પડે છે (૩૦) ચંદ્રનો પ્રકાશ મનુષ્યને બહુ ગમે છે.

**૬. નીચેનાં વાકયોમાં ખાલી જગાએ નામ મૂકો:—**

(૧) તમારા——માં ચોપડી છે. (૨)——માં તાપ બહુ પડે છે. (૩)——હિંદની રાજધાની છે. (૪) અમે રાત્રે——જોવા નીકળ્યા. (૫) તે——ઉપર બેઠો. (૬) આકાશમાં——ઝગઝગે છે. (૭)——મધ બનાવે છે. (૮)——થી ઝાડ હાલ્યું. (૯) આ સુંદર——છે.

(૧૦) છ વાગે——ઉઘડે છે. (૧૧)——બહાર ફરવા આવશે? (૧૨) રાજા——ને શિક્ષા કરે છે. (૧૩)——નો ગડગડાટ સંભળાય છે. (૧૪) મેં તેને——આપી. (૧૫) તેણે——પાસેથી દવા આણી. (૧૬) હોશિયાર વિદ્યાર્થીને——મળે છે. (૧૭) દક્ષિણમાં——પવિત્ર નદી છે. (૧૮) હરિશ્ચંદ્ર——માટે જાણીતા છે. (૧૯) બાળક——માં બહુ વખત ગાળે છે. (૨૦) તે——હોશિયાર છે. (૨૧) ખેતરમાં ——પાકયું. (૨૨) કેરીમાં——છે. (૨૩) સફેદ——ગમે છે. (૨૪) મગને પાંચ——લીધી. (૨૫) હવામાં——છે. (૨૬) આકાશમાં—— ઊડે છે. (૨૭) મેજ ઉપર——હતી. (૨૮) લડાઈમાં——હાર્યું. (૨૯) ગુજરાતની ઉત્તરે——છે. (૩૦)——ગરમ માલમ પડે છે.

૭. જુદાં જુદાં નામ આવે એવાં બાર વાકયો લખી લાવો.

---

# પાઠ ૪ થો

---

## વિશેષણ

૧. 'છોકરો જાય છે' એમાં છોકરો નામ છે અને 'જાય છે' એ ક્રિયાપદ છે પણ તેથી છોકરા વિષે કંઈ વધારે આપણે જાણતા નથી. તે કેવો છે, મોટો કે નાનો તથા જાડો કે પાતળો છે તે એકલા 'છોકરો' એ નામ ઉપરથી સમજાતું નથી તેથી તે કેવો છે તે જાણવા માટે બીજા શબ્દો તેની સાથે મૂકવામાં આવે છે.

| | |
|---|---|
| ૧. છોકરી વાંચે છે. | **નાની** છોકરી વાંચે છે. |
| ૨. પક્ષી ગાય છે. | **બે** પક્ષી ગાય છે. |
| ૩. ગાય ચરે છે. | **લાલ** ગાય ચરે છે. |
| ૪. ઘોડો દોડતો જાય છે. | **પેલો** ઘોડો દોડતો જાય છે. |
| ૫. દૂધ ઢળી ગયું. | **ઘણું** દૂધ ઢળી ગયું. |
| ૬. કેરી પડી. | **પાકી** કેરી પડી. |

'છોકરી વાંચે છે' એમાં છોકરી **કેવી** છે તે જણાતું નથી તેથી 'નાની' શબ્દ તેની આગળ મૂકવામાં આવ્યો છે. છોકરી **કેવી** છે તે 'નાની' શબ્દથી સમજાય છે. નાની છોકરી વાંચે છે એ વાક્યમાં પહેલાંના કરતાં છોકરી સંબંધી વધારે જાણવાનું મળે છે. તેવી રીતે 'પક્ષી ગાય છે' એમાં 'બે પક્ષી' લખવાથી **કેટલાં** પક્ષી છે તે સમજાય છે. 'ગાય ચરે છે' એમાં 'લાલ ગાય' એ શબ્દથી **કેવી જાતની** ગાય ચરે છે એ સ્પષ્ટ થાય છે. 'ઘોડો દોડતો જાય છે' 'એમાં **કયો** ઘોડો' એનું જ્ઞાન 'પેલો ઘોડો' એ શબ્દથી મળે છે એટલે ઘોડાનો અર્થ વધારે જાણવામાં આવે છે. તેવી રીતે 'ઘણું દૂધ' 'પાકી કેરી' જેવા શબ્દોમાં 'ઘણું' અને 'પાકી' શબ્દથી દૂધ અને કેરીની માહીતી **વિશેષ** મળે છે. ત્યારે 'નાની,' 'બે,' 'લાલ,' 'પેલો,' 'ઘણું,' 'પાકી,' એ શબ્દો નામ સાથે સંબંધ ધરાવી તેના અર્થમાં વધારો કરે છે, એટલે તે તેમનો **વિશેષ અર્થ** બતાવે છે. હવે એ ઉપરથી એ નિયમ નીકળે છે કે **જે શબ્દ નામના અર્થમાં વધારો (વિશેષ અર્થ) બતાવે છે તે વિશેષણ કહેવાય છે.** જે નામનો તે વિશેષ અર્થ બતાવે છે તેને **વિશેષ્ય** કહે છે. નાની છોકરી એમાં **'નાની' વિશેષણ** હોવાથી **'છોકરી' વિશેષ્ય** છે, કારણકે તેનો વિશેષ અર્થ સમજાય છે. કેટલીક વખત વિશેષણ નામની પછી આવે છે જેમકે નદીનું પાણી કેવું **ચોકખું** છે? શિયાળામાં ખોરાક **મીઠો** લાગે છે, વનનો રાજા સિંહ **ઉદાર** હોય છે; આ ચોપડી **ગંદી** છે.

**૨.** (૨) નીચેનાં વાક્યોમાંથી **વિશેષણ** અને **વિશેષ્ય** બતાવો:–

(૧) નર્મદા મોટી નદી છે. (૨) તેણે જાડી ભેંસ લીધી. (૩) ચાર કાગળ આપો. (૪) છગને કાચી કેરી લીધી. (૫) રમકડું રૂપાળું છે. (૬) ઝાઝી કીડી સાપને તાણે. (૭) નાના છોકરાએ થોડાં જામફળ ખાવાં. (૮) અકબર ડાહ્યો તથા બહાદુર રાજા હતો. (૯) નિશાળમાં વીસ છોકરી છે. (૧૦) તેણે ઘણાં બોર લીધાં. (૧૧)

શિઆળામાં બહુ ટાઢ પડે છે. (૧૨) વાઘ વિકરાળ પ્રાણી છે. (૧૩) કુતરાની પૂંછડી વાંકી રહે છે.*(૧૪) મૂર્ખ માણસ ઉતાવળો હોય છે. (૧૫) ચાર લુંટારાઓએ તેને ખૂબ મારી બધો પૈસો લઈ લીધો. (૧૬) બેદરકાર છોકરો વર્ગમાં પાછળ રહે છે. (૧૭) હોશિયાર કારીગર ઘણોખરો આળસુ હોય છે. (૧૮) તેના મોટા ભાઈ પાસે એક સુંદર પોપટ હતો. (૧૯) ગરીબ લોકો સંતોષી અને માયાળુ હોય છે. (૨૦) ઉનાળાના સખત તાપમાં તળાવમાં પાણી થોડું હોય છે. (૨૧) ડાહ્યા માણસો વખતનો સારો ઉપયોગ કરે છે. (૨૨) બાગમાં સુંદર પક્ષી ગાય છે. (૨૩) નવરાત્રીમાં મધુર ગીત સાંભળવામાં આવે છે. (૨૪) વિશ્વામિત્રે ઘણું તપ કર્યું. (૨૫) ચોમાસામાં ઢોરને લીલું ઘાસ મળે છે. (૨૬) શિઆળે શીતળ વા વાય. (૨૭) કાશી ઘણું પવિત્ર સ્થળ છે. (૨૮) મુંબાઈ મોટું બંદર છે. (૨૯) અંધારી રાતે તારા ઝગઝગે છે. (૩૦) લીલો રંગ ગમે છે.

૩. નીચેની ખાલી જગામાં વિશેષણ મૂકો:—

(૧) ઘરને——ઓરડા છે. (૨)——રાજા રૈયતનું રક્ષણ કરે છે. (૩) અમદાવાદ——શહેર છે. (૪) તેણે——લુગડાં પહેર્યાં છે. (૫) સિદ્ધરાજ——રાજા હતો. (૬) ગાય એ——પ્રાણી છે. (૭) તે છોડીનું ગાવું——છે. (૮) શિયાળામાં——કપડાં પહેરવાં જોઈએ. (૯)——માણસ બીજાને મદદ કરે છે. (૧૦) તે——કલાકે સ્ટેશને ગયો. (૧૧)——છોકરો દોડે છે? (૧૨) તમે કેવા——છો? (૧૩) કરણ——હતો. (૧૪) બાગમાં——ફૂલ છે. (૧૫) ખેતર——લાગે છે. (૧૬) સિંહનો સ્વભાવ——હોય છે. (૧૭) આ કોયલ કેવાં——અવાજથી ગાય છે? (૧૮)——ગંગામાં જાત્રાળુ નહાય છે. (૧૯)——ચોપડી તેણી નાખી દીધી. (૨૦)——છોકરા શિક્ષકને વહાલાં હોય છે. (૨૧)——રંગ આંખને ગમે છે. (૨૨)——પાણી પીવું. (૨૩)——શાહીના ડાઘ પડયા છે. (૨૪) સુરત——શહેર છે. (૨૫) હિમાલય——પર્વત છે. (૨૬) તેણે——

કપડાં પહેર્યાં છે. (૨૭) ઉનાળામાં——ઝાડ માલમ પડે છે. (૨૮) કાંતિ——કવિતા વાંચે છે. (૨૯) કરણે——દુઃખ વેઠયું. (૩૦) માધવ——માણસ હતો.

૪. ગરમ, સુંવાળું, હલકું, ગરીબ, ઉંચું, ઉદાર, અજવાળું, નાનો, દુર્ગંધવાળો, થોડું, ધોળું, બીકણ, મહેનતુ, ચોકખું, વાંકુ, આનંદી, ઘરડાં, ખૂબસુરત, સુખી. આ વિશેષણથી ઉલટા અર્થવાળાં વિશેષણ શોધી કાઢી તે દરેકનું એક વાકય બનાવો.

૫. વિશેષણ આવે એવાં દસ વાકય લખો.

---

## પાઠ ૫ મો

---

### ક્રિયાવિશેષણ

૧. જેવી રીતે નામનો વિશેષ અર્થ વિશેષણથી જણાય છે તેવી રીતે ક્રિયાપદનો પણ વિશેષ અર્થ અમુક શબ્દ તેની સાથે મૂકવાથી માલમ પડે છે. દા. નદીનું પાણી વહે છે. એમાં 'વહે છે' એ ક્રિયાપદ છે; પણ એ વહેવાની ક્રિયા કેવી રીતે થાય છે તે કંઈ જણાતું નથી, પણ જો નદીનું પાણી **ધીમેથી** વહે છે એમ કહેવામાં આવે તો વહેવાની ક્રિયા **કેવી રીતે** થાય છે તે સમજાય છે.

| | |
|---|---|
| ૧. છોકરૂં ખાય છે. | છોકરૂં **ઉતાવળથી** ખાય છે. |
| ૨. ઝાડ પડયું. | ઝાડ **એકદમ** પડયું. |
| ૩. મગન નાસી ગયો. | મગન **કાલે** નાસી ગયો. |
| ૪. ચકલી ચીંચી કરે છે. | ચકલી **બહુ** ચીંચીં કરે છે. |
| ૫. ભિખારી ઊંઘી ગયો. | ભિખારી **ઘસઘસાટ** ઊંઘી ગયો. |
| ૬. તમે બેસો. | તમે **નીચે** બેસો. |

'છોકરૂં ખાય છે' એમાં 'ખાય છે' એકલા શબ્દથી ખાવાની ક્રિયા કેવી રીતે થાય છે તે માલમ પડતું નથી પણ 'ઉતાવળથી' એ શબ્દ વડે તે **કેવી રીતે** ખાય છે તે જણાય છે. પ્રથમના કરતાં બીજા વાકયથી ક્રિયાપદના અર્થમાં વધારો થાય છે. 'ઝાડ પડયું' તેમાં **કેવી રીતે** 'ઝાડ પડયું' તે સ્પષ્ટ નથી પણ 'એકદમ પડયું' એમ કહેવાથી કેવી રીતે પડવાની ક્રિયા થઈ તે તરત સમજાય છે અને તેથી આપણે પડવાની ક્રિયા વધારે સારી રીતે જાણીએ છીએ. તેવીજ રીતે 'મગન કાલે નાસી ગયો' એમાં 'કાલે' શબ્દથી **કયારે** નાસવાની ક્રિયા થઈ તે જણાય છે. 'ચકલી ચીંચીં કરે છે' તેમાં ચીંચીંની ક્રિયા સંબંધી કંઈ વધારે માલમ પડતું નથી પણ જ્યારે 'બહુ ચીંચીં કરે છે' એમ કહીએ છીએ ત્યારે ચીંચીંની ક્રિયા બહુ થાય છે એમ જાણવામાં આવે છે. 'ભિખારી ઊંઘી ગયો' એ વાક્યમાં 'ઊંઘવાની' ક્રિયા **કેવી રીતે થાય છે તે** સમજાતું નથી પણ ઘસઘસાટ ઊંઘી ગયો' એમ કહેવાથી કેવી રીતે ઊંઘી ગયો એ સ્પષ્ટ થાય છે. તમે 'બેસો' એમાં કયાં બેસવું એ માલમ પડતું નથી, પણ 'નીચે બેસો' એમ બોલવાથી બેસવાની ક્રિયા વધારે સમજાય છે. આવી રીતે નામની માફક કેટલાક શબ્દો ક્રિયાપદનો પણ '**કેવી રીતે,**' '**કયાં,**' '**કયારે**' એમ વિશેષ અર્થ બતાવે છે. તેથી એ નિયમ નીકળે છે કે જે **શબ્દ ક્રિયાપદનો વિશેષ અર્થ બતાવે છે તે ક્રિયાવિશેષણ કહેવાય છે.**

૩. નીચેનાં વાકયોમાંથી **ક્રિયાવિશેષણ** શોધી કાઢોઃ—

(૧) છોકરો જલદીથી આવે છે. (૨) પક્ષી ઉંચે ઊડે છે. (૩) સિંહે એકદમ ઉંદરને પકડયો. (૪) અહમદ સફાઈબંધ લખે છે. (૫) તમે ધામેથી ખાઓ છો? (૬) તેની કલમ તરત ભાગી ગઈ. (૭) અમારે ત્યાં આજે મિજબાની છે. (૮) પડી જવાથી મનહર ઘણું રડયો. (૯) પ્રતાપ છેવટ સુધી ખૂબ લડયો. (૧૦) છોકરાંએ વર્ગમાં મોટેથી બોલવું નહિ. (૧૧) દિલ્હી બહુ આઘે છે. (૧૨) કાંતિ

ઉતાવળથી વાંચે છે. (૧૩) રાત્રે બહુ અંધારૂં હોય ત્યારે બહાર જવું નહિ. (૧૪) બગીચામાં ફૂલ અતિશય ખીલ્યાં છે. (૧૫) તેણે ગુસ્સામાં સ્લેટ નીચે નાખી દીધી. (૧૬) હજુ તમે ત્યાં રહો છો ? (૧૭) તે કાલે અહીં આવવાનો છે. (૧૮) ગાડી મોડી આવી. (૧૯) સસલું આગળ દોડયું, કાચબો પાછળ રહ્યો. (૨૦) સસલું નિરાંતે ઊંઘી ગયું. (૨૧) કાચબો ધીમે ધીમે ચાલ્યો. (૨૨) સસલું એકદમ ગયું. (૨૩) કાચબો નજીક પહોંચ્યો હતો. (૨૪) છોકરાએ સ્પષ્ટ વાંચવું. (૨૫) છાપરૂં એકદમ તૂટી પડયું. (૨૬) વરસાદ ઝપાટાબંધ પડયો. (૨૭) મુસાફર જંગલમાં બહુ ભટકયો. (૨૮) મોટર સપાટાબંધ હાંકી. (૨૯) ઝાડને અથડાવાથી તે તરત ભાગી ગઈ.

૪. નીચેની ખાલી જગામાં **ક્રિયાવિશેષણ** મૂકોઃ—

(૧) ઘુવડ——બોલે છે. (૨) ચોમાસામાં જંતુ——મરી જાય છે. (૩) આળસુ માણસનો વખત——જતો નથી. (૪) પૃથ્વીરાજ ——લડયો. (૫) હિસાબ——ગણવા. (૬) તમને ભૂગોળ——આવડે છે. (૭) સોરાબ——આવ્યો. (૮) તમારી નોટબુક——લખેલી છે ? (૯) આજે ટપાલ——આવી. (૧૦) રાત્રે સિંહની ગર્જના—— લાગે છે. (૧૧) બધા છોકરા——હસી પડયા. (૧૨) છોકરૂં——ચાલે છે. (૧૩) ફૂંક મારવાથી દેવતા——સળગ્યો. (૧૪) જંગલી લોકો ગુન્હેગારને——મારી નાખે છે. (૧૫) થોડા વરસાદથી પાક——થતો નથી. (૧૬) તમારે ત્યાં તે——ચાર વાગે આવશે. (૧૭) માંદો માણસ——ચાલે છે. (૧૮) પવન——વાય છે. (૧૯) તે——રમે છે. (૨૦) છોકરીએ——ગાયું. (૨૧) તેને પાસ થવાની——ખાતરી છે. (૨૨) સૂર્યનો તાપ——પડે છે. (૨૩) રાત્રે વરસાદ——પડયો. (૨૪) ખોરાક——ખાવો જોઈએ. (૨૫) વાઘે——બકરા ઉપર તરાપ મારી. (૨૬) દુકાન——સળગી. (૨૭) તે——આવશે. (૨૮) કામે જવાનો——વખત નથી. (૨૯) ગુન્હેગારે——બચાવ કર્યો. (૩૦) ઘોડો——ભડકયો.

**૫.** નીચેનાં ક્રિયાવિશેષણ વાકયમાં વાપરોઃ—

'સારી રીતે, ખરી રીતે, ધીમે ધીમે, પાછળ, જલદીથી, સહેલાઈથી,' માયાળુપણે, આગળ, બહુ, એકદમ, પુરી રીતે, બરોબર, ત્યાં, તદ્દન, જરાક, લગભગ, થોડું, પછીથી, હમણાં, ઉપર, નીચે.

---

## પાઠ ૬ ટ્ઠો

---

### સર્વનામ

**૧.** જે પદાર્થની આપણે વાત કરીએ છીએ તેને આપણે એક નામ આપીએ છીએ. આવી રીતે દરેક પદાર્થનાં નામ હોય છે; જેવાં કે મોતીલાલ, રમણલાલ, ઘોડા બળદ, પીપળો, આંબો, સોનું, રૂપું, મિઠાશ, કડવાશ, હિંમત, સુખ વગેરે. જ્યારે આપણે કંઈ બોલીએ છીએ કે લખીએ છીએ ત્યારે આવાં નામનો ઉપયોગ કરીએ છીએ, પણ તે નામ વાકયમાં ફરી ફરીને વાપરવામાં આવે છે તો તે ઠીક લાગતું નથી. દા. **છોકરો** ચાલતો હતો પણ **છોકરાને** ઠોકર વાગવાથી **છોકરો** પડી ગયો અને **છોકરાને** બહુ વાગ્યું. આ વાકયમાં પ્રથમ નામ તરીકે 'છોકરો' એ શબ્દ વાપર્યો છે; પણ પછીથી ત્રણ વખત 'છોકરો' શબ્દ વાપરવાથી તે કાનને ઠીક લાગતું નથી માટે તેને બદલે જો 'છોકરો ચાલતો હતો પણ **તેને** ઠોકર વાગવાથી **તે** પડી ગયો અને **તેને** બહુ વાગ્યું' એમ બોલવાથી 'છોકરો' એ શબ્દ એકજ વાર વાપરવામાં આવ્યો છે અને તેને બદલે **'તેને'**, **'તે'**, અને **'તેને'** એમ બીજાં પદો મૂકવામાં આવ્યાં છે. એક નામ વારંવાર વાપરવા કરતાં આ રીત સહેલી અને ઠીક લાગે છે.

**૨.** (૧) **નટુએ** કહ્યું કે **નટુ** કાલે નિશાળે આવશે નહિ. (૨) **શાંતિએ** મહેતાજીને કહ્યું કે **શાંતિને** રજા આપજો. (૩) જયસિખરે

**રૂપસુંદરીને** કહ્યું કે **રૂપસુંદરીએ** આવી વખતે વનમાં વાસ કરવો, **રૂપસુંદરીએ** દુઃખ સહન કરવું અને **રૂપસુંદરીએ** બાળકને ઉછેરવો. (૪) મોહન બોલ્યો કે **કાંતિ** વહેલો ઊઠે છે, **કાંતિ** બરાબર અભ્યાસ કરે છે અને **કાંતિ** વખતસર હાજર થાય છે.

આ ચાર વાક્યોમાં એકજ નામ ફરી ફરીને વાપરવાથી કાનને ઠીક લાગતું નથી તેથી તેને બદલે નીચે પ્રમાણે ફેરફાર કરવો જોઈએ.

(૧) નટુએ કહ્યું કે **હું** કાલે નિશાળે આવીશ નહિ. (૨) શાંતિએ મહેતાજીને કહ્યું કે **મને** રજા આપજો. (૩) જયસિખરે રૂપસુંદરીને કહ્યું કે **તું** આવી વખતે વનમાં વાસ કરજે, **તું** દુઃખ સહન કરજે અને **તું** બાળકને ઉછેરજે. (૪) મોહન બોલ્યો કે કાંતિ વહેલો ઊઠે છે, **તે** અભ્યાસ કરે છે અને **તે** વખતસર હાજર થાય છે.

આવી રીતે '**હું**' 'મને' '**તું**' અને '**તે**' જુદાં જુદાં નામ માટે વાપરવાથી વાક્ય સહેલું થાય છે. 'હું' નટુને માટે વાપર્યું છે, કારણકે નટુ બોલનાર પોતે પોતાને માટે 'નટુ' ને બદલે 'હું' નો ઉપયોગ કરે છે. તેવી રીતે 'મને' શાંતિને માટે વાપર્યું છે. પ્રથમ બે વાક્યોમાં બોલનાર પોતાને માટે 'હું' અને 'મને' વાપરે છે. ત્રીજા વાક્યમાં જયસિખર રૂપસુંદરીને કહે છે તેથી રૂપસુંદરીને બદલે 'તું' વાપરવામાં આવ્યું છે, અને ચોથા વાક્યમાં મોહન કાંતિ વિષે કહે છે પણ કાંતિ હાજર નહિ હોવાથી તેને માટે 'તે' વાપરવામાં આવ્યો છે. હું, તું અને તે, એ બધાં પદ ફરી ફરીને આવતાં નામ માટે વાપરવામાં આવ્યા છે તેથી તેને **સર્વનામ** કહે છે, કારણકે બધાં **(સર્વ)નામ** માટે તે પદનો ઉપયોગ થાય છે. દરેક પોતે બોલનાર પોતાને માટે 'હું' સર્વનામ વાપરે છે. તેથી **હું પહેલા પુરુષનું સર્વનામ** છે. વાત કરનાર જેની સાથે બોલે છે તેને માટે 'તું વાપરે છે તેથી **તું બીજા પુરુષનું સર્વનામ** છે. જે પદાર્થ કે પ્રાણી આપણી પાસે નથી અને તેને વિષે વાત કરવામાં આવે છે ત્યારે 'તે' વાપરવામાં આવે છે અને તેથી **તે ત્રીજા પુરુષનું સર્વનામ** છે.

૩. હું, તું, તે વગર બીજાં સર્વનામ છે તે નીચે પ્રમાણે છેઃ—

'**કોણ** વાત કરે છે'? આ વાક્યમાં '**કોણ**' એ વાત કરનાર માણસ માટે વાપર્યો છે તેથી 'કોણ' સર્વનામ છે. ખરે! આ **શું** કર્યું? એમાં કરવાની બાબત માટે **શું** વાપરવામાં આવ્યું છે તેથી 'શું' સર્વનામ છે. **જે** પ્રભુનો હુકમ પાળે છે **તે** સુખી થાય છે. આમાં જે 'માણસ'ને **બદલે** અને 'તે' 'માણસ' ને બદલે વાપરવામાં આવવાથી **જે** અને **તે** સર્વનામ છે.

**આ** નાઠો. એમાં 'આ' નાસનાર માણસ માટે વાપરવામાં આવ્યું છે તેથી **આ** સર્વનામ છે. **એ** હવે શું લખે છે? '**એ**' અમુક લખનાર માણસને માટે વાપરવાથી સર્વનામ છે. **પેલો** ક્યાં ગયો. આ વાક્યમાં પ્રથમ અમુક માણસની વાત થએલી છે તેને માટે **પેલો** વાપરવાથી તે સર્વનામ છે. હું **પોતે** તે કામ કરીશ. એમાં **પોતે** બોલનારને માટે વાપરવામાં આવ્યું છે. **આપણે** એક બીજાને મદદ કરવી જોઈએ. એમાં 'આપણે' એ શબ્દ બોલનાર અને જેની સાથે જે બોલે છે તે બંને માણસને માટે વાપર્યું છે. **આપે** શા માટે તસ્દી લીધી? 'તમે' ને માટે માન આપવા માટે '**આપ**' વપરાય છે. આવી રીતે હું, તું, તે, કોણ, શું, જે, તે, આ, પેલો, પોતે અને આપણે, એ બધાં પદ **સર્વનામ** છે.

૪. નીચેનાં વાક્યોમાં નામને બદલે **સર્વનામ** વાપરોઃ—

(૧) એક ફકીર જંગલમાં રહેતો હતો. ફકીર બરાબર તપાસીને જોતો. એક વખત ફકીરે એક ઊંટ જોયું. ફકીરે વિચાર્યું કે ઊંટ નાસીને આવેલું છે. ઊંટની એક બાજુએ મધ હતું એમ ફકીરે ધાર્યું. વળી ઊંટ એક આંખે કાણું હતું એમ ફકીરે કલ્પના કરી.

(૨) મનુએ એક કેરી જોઈ. મનુને કેરી ખાવાનું મન થયું. મનુએ કહ્યું કે કેરી સારી છે. મનુએ કેરી ખાધી.

(૩) એક રાજા હતો. રાજાને બે રાણી હતી. રાજાની રાણીનાં નામ શાંતા અને દાંતા હતાં. રાજાને શાંતા વહાલી હતી. શાંતાને વિક્રમ નામે કુંવર હતો. વિક્રમ મોટો થયો ત્યારે રાજાએ તેને સારી તાલીમ આપી.

(૪) રામ ઉત્તમ રાજા હતા. રામે સીતાનો ત્યાગ કર્યો. સીતાને રામે ઋષિના આશ્રમમાં મોકલી. સીતાને લવ અને કુશ બે દીકરા હતા. લવ અને કુશને રામ જોડે લડવું પડયું.

(૫) એક ગવૈયાને મેં જોયો. ગવૈયો સારૂં વગાડતો હતો. ગવૈયાના ગાવાથી ઘણા લોકો ભેગા થયા. લોકોએ ગવૈયાને પૈસા આપ્યા. પછી લોકોએ ગવૈયાને કહ્યું કે ગવૈયા ખાઈ પી આનંદ કરજે.

(૬) ચીમન પાસે મોટર છે. ચીમને મોટર વસનજીને આપી. વસનજી મોટર લઈ સહેલ કરવા ગયો. રસ્તામાં મોટર અટકી પડી. વસનજીએ મોટરને દુરસ્ત કરાવી. મોટર ચીમનને પાછી આપી.

(૭) રામો ખેડુત છે. રામાએ ખેતર ખેડયું હતું. રામાના ખેતરમાં પાક ઠીક થયો, રામાએ પાકને બજારમાં વેચ્યો, રામાને પાક વેચવાથી સારો નફો થયો.

(૮) અલાઉદ્દીન ખીલજી દિલ્હીનો પાદશાહ હતો. અલાઉદ્દીને અલફખાનને ગુજરાત જીતવા મોકલ્યો. અલફખાને ગુજરાતની રાજધાની પાટણ લીધું. પાટણમાંથી કરણ નાસી ગયો. કરણ દક્ષિણમાં નાઠો. અલાઉદ્દીને કરણની દીકરી મીનલદેવી લેવા લશ્કર મોકલ્યું.

(૯) આ ચોપડી કાંતિની છે. કાંતિએ તેના છ આના આપ્યા. કાંતિ ચોપડી વાંચતો નથી. કાંતિ ચોપડી વેચી દેશે.

**૫.** નીચેનાં વાક્યોમાંથી **સર્વનામ** શોધી કાઢો:—

(૧) મેં પોતે તેને એક ચોપડી આપી હતી. (૨) આપણે દરરોજ વખતસર કામ કરવું. (૩) તમે બહાર ફરવા જાઓ છો ?

(૪) કેટલાક માણસો આળસુ હોય છે તેથી તેઓ બરાબર કમાતા નથી. (૫) છોકરાએ તેના પૈસા પેટીમાં મૂકી તેને તાળું માર્યું. (૬) તમે તે અને હું બધા આજે મંદિરમાં જઈશું. (૭) જો કુતરાને પાળીએ તો તે આપણા ઘરની ચોકી કરે છે. (૮) જ્યારે સિંહે ગુલામને જોયો ત્યારે તેણે તેને ઇજા કરી નહિ. (૯) છોકરો શું કહે છે તે સમજાતું નથી. (૧૦) કોણ આજે તમારી પાસે આવ્યું હતું? (૧૧) સર્વને પૈસા બહુ ગમે છે પણ કોઈ કોઈ તો તેનો ત્યાગ પણ કરે છે. (૧૨) ટપાલી પાસે બહુ કાગળ હતા તોપણ તેણે તે જલદીથી વહેંચી દીધા. (૧૩) કેટલાક માણસોએ એક આંધળા ભિખારીને ગાતાં જોયો. તેનો કંઠ મધુર હતો. તેને તેમણે પૈસા આપી રાજી કર્યો. (૧૪) જ્યાંસુધી તું ચિત્ત દઈ કામ કરીશ ત્યાંસુધી તને હરકત પડશે નહિ. (૧૫) તમે કેમ બૂમ પાડી? તમને કંઈ બીક લાગે છે? (૧૬) કોઈ પૈસાદાર હોય છે અને કોઈ ગરીબ માલમ પડે છે. (૧૭) પેલો શું કરશે તે તમે જાણો છો? (૧૮) કયો એવો માણસ હોય કે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જાય! (૧૯) આપણે બધા વગરવિચાર્યું કંઈ કરીશું નહિ. (૨૦) શેઠ પોતે બજારમાં શાક લેવા જાય છે. (૨૧) જેવો તેનો દાબ તેવો તેને ફાયદો. (૨૨) આપને આવાં કામમાં ચિત્ત ઘાલવું જોઈએ. (૨૩) કયો છોકરો ફળ લઈ નાઠો? તે આ છે. (૨૪) તમારા વર્તન ઉપર આખા કુટુંબના સુખનો આધાર છે. (૨૫) હરકોઈ ફાવે તેમ હવે બોલે છે. (૨૬) કોણ આવ્યું છે? (૨૭) મને તેની કંઈ ખબર નથી. (૨૮) કેટલાકને આ વાત રુચતી નથી પણ પણ અમે તો તે કરીશું. (૨૯) તમારી પોતાની ગાડી ક્યાં છે? (૩૦) જે માણસે તમને ઠગ્યા હતા તે હવે પરગામ ગયો છે.

૬. સર્વનામ આવે એવાં દસ વાક્ય લખો.

---

# પાઠ ૭ મો

## સકર્મક અને અકર્મક ક્રિયાપદ

**૧.** વાકયના મુખ્ય બે ભાગ હોય છે. એક કર્તા અને બીજો ક્રિયાપદ એ તમે ત્રીજા પાઠમાં શીખી ગયા છો. 'તે જાય છે' એમાં તે કર્તા એટલે 'જવાની' ક્રિયા કરનાર છે અને 'જાય છે' એ ક્રિયાપદ છે એટલે તે જવાની ક્રિયા બતાવે છે. પણ કેટલાંક ક્રિયાપદ એમની મેળે પૂરો અર્થ બતાવે છે અને કેટલાંકનો અર્થ બરાબર સમજવાને માટે તેની સાથે અમુક શબ્દ વાપરવાની જરૂર પડે છે. દાઃ—

**૨.** (૧) છગન જાગ્યો.
(૨) તે આવે છે.
(૩) છોડ ઊગ્યો.
(૪) પક્ષી ઊડે છે.
(૫) પત્થર પડ્યો.

'છગન જાગ્યો' એ વાક્યમાં 'જાગ્યો' એ ક્રિયાપદ છે પણ તેનો અર્થ બરાબર સમજાય છે, એટલે તેમાં નવો શબ્દ ઉમેરવાની જરૂર રહેતી નથી તેવી રીતે 'તે આવે છે,' 'છોડ ઊગ્યો,' 'પક્ષી ઊડે છે' અને 'પત્થર પડ્યો' એમાં 'આવે છે.' 'ઊગ્યો,' 'ઊડે છે' અને 'પડ્યો' એ ક્રિયાપદથી સૂચવેલી ક્રિયા પુરી સમજાય છે એટલે વાકયનો વિચાર પુરો સમજાય છે.

| | |
|---|---|
| ૧. તે ખાય છે. | ૧. તે **કેરી** ખાય છે. |
| ૨. શાંતિ લાવ્યો. | ૨. શાંતિ **કલમ** લાવ્યો. |
| ૩. સુથારે બનાવી. | ૩. સુથારે **પેટી** બનાવી. |
| ૪. રામે જોયા. | ૪. રામે **સૂર્ય** જોયો. |
| ૫. તું ફેંકે છે. | ૫. તું **પત્થર** ફેંકે છે. |
| ૬. માસ્તરે આપી. | ૬. માસ્તરે **ચોપડી** આપી. |

આ વાક્યો તપાસી જોતાં માલમ પડે છે કે તેમનો અર્થ પૂરો સમજાતો નથી. 'તે ખાય છે' એમાં 'શું ખાય છે' એ જાણવાની ઇચ્છા થાય છે. ફક્ત 'ખાય છે' એ શબ્દથી સંતોષ થતો નથી. પણ 'તે કેરી ખાય છે' એમ કહેવાથી તે વાક્યનો અર્થ બરાબર સ્પષ્ટ થાય છે.

આવી રીતે ઉપરનાં વાક્યોમાં 'કેરી,' 'કલમ,' 'પેટી,' 'સૂર્ય,' 'પત્થર,' 'ચોપડી' જેવા વધારાના શબ્દ મૂકવાથી તે વાક્યોનો અર્થ પુરી રીતે સમજાય છે. તેથી 'કેરી,' 'કલમ,' 'પેટી,' 'સૂર્ય,' 'પત્થર,' 'ચોપડી,' એ શબ્દોને **કર્મ** કહે છે, કારણકે 'તે કેરી ખાય છે' એમાં શું ખાવાની ક્રિયા થાય છે તે 'કેરી' શબ્દથી સમજાય છે. તેવી રીતે લાવ્યોનું **કર્મ કલમ** છે. બનાવીનું **કર્મ પેટી** છે. જોયો તેનું **કર્મ સૂર્ય** છે. ફેંકે છે નું **કર્મ પત્થર** છે. તેમજ આપીનું **કર્મ ચોપડી** છે. ત્યારે જે શબ્દ ક્રિયાનો અધુરો અર્થ પુરો કરે છે અને **જેના ઉપર ક્રિયાની અસર** થાય છે તે **કર્મ** કહેવાય છે. કોઇપણ વાક્યમાં કર્મ શોધી કાઢવું હોય તો 'શું' થી સવાલ પૂછવો. દા. તે શું ખાય છે? મગન શું લાવ્યો? સુથારે શું બનાવ્યું? આવી રીતે '**શું**' પ્રશ્નનો જે જવાબ આવે છે તે **કર્મ** હોય છે. **જે ક્રિયાપદને કર્મ હોય છે તે સકર્મક** (સ+કર્મક એટલે કર્મ સહિત) કહેવાય છે.

કેટલાંક ક્રિયાપદને બે કર્મ હોય છે. દા. (૧) રાજાએ **બ્રાહ્મણને દક્ષિણા** આપી. (૨) અકબરે **બીરબલને સેનાપતિ** નીમ્યો હતો. (૩) મેઘાણીએ **અમને** રસિક **વાર્તા** કહી હતી. આ વાક્યોમાં બબ્બે કર્મ છે. પહેલામાં **દક્ષિણા** અને **બ્રાહ્મણ,** બીજામાં **સેનાપતિ** અને **બીરબલ,** ત્રીજામાં **વાર્તા** અને **અમને.** આવાં કર્મ શોધવાને 'શું' અને 'કોને' એવા સવાલ કરવાથી બંને કર્મ જડી આવે છે તેથી કેટલાક વાક્યમાં 'શું' અને 'કોનેથી' કર્મ શોધવા માટે સવાલ પૂછવો. 'છગન જાગ્યો' વગેરે વાક્યોમાં કર્મ નથી તેથી તે અકર્મક

(અ+કર્મક=જેમાં કર્મ નથી તે) કહેવાય છે, કારણકે 'જાગવાની' ક્રિયાની અસર બીજા કોઈ ઉપર થતી નથી, પણ છગન ઉપર થાય છે તેથી તેવાં ક્રિયાપદને અકર્મક કહે છે. અકર્મક ક્રિયાપદ ઓળખવાને માટે જો 'કોણ' અને 'શું' એ સવાલનો જવાબ એકજ આવે તો તે અકર્મક માલમ પડે છે. 'પક્ષી ઊડે છે' એમાં કોણ ઊડે છે? પક્ષી. શું ઊડે છે? પક્ષી. આવી રીતે અકર્મક ક્રિયાપદ ઓળખી શકાય છે. પણ સકર્મક ક્રિયાપદમાં 'કોણ' અને 'શું' ના જવાબ જુદા જુદા આવે છે. 'કોણ' કેરી ખાય છે? 'તે'. શું ખાય છે? 'કેરી,' આવી રીતે અકર્મક અને સકર્મક ક્રિયાપદ ઓળખી શકાય છે.

૩. નીચેનાં વાક્યોમાંથી અકર્મક અને સકર્મક ક્રિયાપદ શોધી કાઢોઃ—

(૧) રામ વનમાં ગયા અને સાથે સીતા આવ્યાં. (૨) લક્ષ્મણે પિતાજીની આજ્ઞા પાળી. (૩) હનુમાને સીતાજીની શોધ કરી અને લંકા બાળી. (૪) બળદ ગાડું ખેંચે છે. (૫) રસ્તામાં જતાં તેને કાંટો વાગ્યો. (૬) અલાઉદ્દીને ગુજરાત જીતી લીધું. (૭) આકાશમાંથી વીજળી પડી અને ઝાડ બળી ગયું. (૮) વધારે વરસાદ પડવાથી ખેતીને નુકસાન થાય છે. (૯) શેઠે હવાઈ વિમાનમાં સફર કરી. (૧૦) જે જુગાર રમે છે તે આખરે પાયમાલ થાય છે. (૧૧) તમે આજે ક્યાં ફરવા ગયા હતા? (૧૨) રામચંદ્રજીએ રાવણને માર્યો અને લંકા લીધી. (૧૩) અહમદ આફ્રિકાથી પાછો આવ્યો છે. (૧૪) એક છોકરાએ પક્ષીને કાંકરો માર્યો, એટલે તે ઊડી ગયું. (૧૫) પોપટ મરચાં બહુ ખાય છે. (૧૬) બાબુ હિસાબ ગણતો નથી પણ કૉપિ કાઢે છે. (૧૭) કંદોઈ પતાસાં તથા રમકડાં વેચે છે. (૧૮) લશ્કર હારવાથી ભાગ નાઠું. (૧૯) મનહરને સારૂં ગાતાં આવડે છે? (૨૦) ખેતરમાં ઘણું ઘાસ ઊગે છે. (૨૧) વખત જલદી જાય છે. (૨૨) મેં તેને ચોપડી વાંચવા આપી છે. (૨૩) છોકરો દાદરેથી પડ્યો અને તેને ઘણું વાગ્યું. (૨૪) શિકારીએ એક ગોળી મારી વાઘને નીચે પાડ્યો. (૨૫) ખાતાં ખાતાં તેને ઘણી વાર લાગે છે.

૪. નીચેની ખાલી જગામાં **કર્મ** મૂકોઃ—

(૧) હનુમાન લંકામાં——શોધવા ગયા. (૨) રાજા——આપે છે. (૩) મીનળદેવીએ——બંધાવ્યું. (૪) બિલાડી——પકડે છે. (૫) લલ્લુ ચપ્પુથી——કાપે છે. (૬) શા માટે તે——આપતો નથી ? (૭) મેળામાંથી કાકી——લાવી. (૮) કીડી——લઇ જાય છે. (૯) શિક્ષક——શીખવે છે. (૧૦) આકાશમાં ઊડતાં ગરુડે——જોયો. (૧૧) દુકાનમાં પેસી ચોર——લઈ ગયો. (૧૨) તેણે તેના મોટા-ભાઇને——લખ્યો. (૧૩) લાલશંકરે બહુ——ખાધા. (૧૪) મજુર——કરે છે અને——કમાય છે. (૧૫) ૧૦૨૪ માં મહમદ ગીઝનીએ——લીધું અને તેણે——લુંટયું. (૧૬) કડીઆ——બાંધે છે અને સુથાર——બનાવે છે. (૧૭) હમેશાં તે——ગાય છે. (૧૮) ખેડુત ખેતરમાં——લાવ્યો. (૧૯) દરજી——સીવે છે. (૨૦) ગોવિંદ——બનાવે છે. (૨૧) તમે કેટલા——લીધા. (૨૨) ભીમે——હરાવ્યો. (૨૩) અલાઉદ્દીને પ્રથમ——જીત્યું. (૨૪) બનતાં સુધી તે——કહી દેશે. (૨૫) તેણે છાનો માનો——વાંચ્યો અને——ફાડી નાખ્યો.

૫. નીચે આપેલાં નામ અને સકર્મક અને અકર્મક ક્રિયાપદ વાપરી વાકયો બનાવોઃ—

(**अ**) કૈલાસ, મરચાં, ડાંગર, લીમડો, તારા, નદી, ઊંટ, ગાડી, બાયડી, પોપટ, પ્રાણી, ઘર. આકાશ, નદી, બાગ, કલમ, ઝાડ, પાણી, પ્રાણલાલ.

(**ब**) ભરે છે, ઊંઘી ગયો, ગાય છે, કહે છે, તરે છે, વાગ્યું, પૂછયું, મારી નાખે છે, ખાય છે, ઉઘાડયું. ગયો હશે, કર્યું હતું, લખે છે, ઊડયું, પડી છે.



# પાઠ ૮ મો

## અવ્યય

| | |
|---|---|
| ૧ (अ) ૧ છોકરો **ધીમો** આવ્યો | (ब) છોકરો **એકદમ** નાઠો. |
| ૨ છોકરી **ધીમી** આવી | છોકરી **એકદમ** નાઠી. |
| ૩ છોકરૂં **ધીમું** આવ્યું. | છોકરૂં **એકદમ** નાઠું. |
| ૧ ઘોડો **કેવો** ચાલ્યો ? | ઘોડો **ઝટ** ચાલ્યો. |
| ૨ ઘોડી **કેવી** ચાલી ? | ઘોડી **ઝટ** ચાલી. |
| ૩ ઘોડું **કેવું** ચાલ્યું ? | ઘોડું **ઝટ** ચાલ્યું. |

**अ** ખાનામાં ધીમો, ધીમી, ધીમું એ આવ્યું, આવી, આવ્યું. એ ક્રિયાપદમાં ક્રિયાવિશેષણ છે પણ તેના રૂપમાં ક્રિયાપદની સાથે ફેરફાર થાય છે, પણ **ब** ખાનામાં 'એકદમ' અને 'ઝટ' જેવાં પદોમાં તેવો કંઈ ફેરફાર થતો નથી. તેથી જે પદના રૂપમાં કંઈ ફેરફાર થતો નથી તેને અવ્યય ( અ=નહિ; વ્યય=ફેરફાર ) કહે છે. કેટલાંક એવાં પદ છે કે જેમાં ફેરફાર થાય છે. દા. છગને ચોપડી લીધી, છગન સાથે તે ગયો, છગનને રૂપીઓ આપો. આ છગનનું ઘર છે, તેનો છોકરો આવ્યો, આ સારી છોકરી છે, પેલું સારૂં છોકરૂં છે. આ પ્રમાણે નામ અને વિશેષણમાં ફેરફાર થાય છે તેવીજ રીતે આવ્યો, આવી, આવ્યું, ક્રિયાપદોમાં ફેરફાર થયો છે. આવી રીતે નામ, વિશેષણ, ક્રિયાપદ અને સર્વનામના રૂપમાં ફેરફાર થાય છે પણ નીચેનાં વાકયોનાં અમુક પદમાં ફેરફાર થતો નથીઃ—

(૧) મેજ **ઉપર** ચોપડી છે. (૨) ઘરની **આસપાસ** બગીચો છે. (૩) ગંદી છોકરી **ખૂબ** રડી. (૪) કુતરો બિલાડી **પાછળ** દોડયો. (૫) **અહો** ! તમે તો ઠીક કર્યું !

આ વાકયોમાં **ઉપર, આસપાસ**, ખૂબ, **પાછળ, અહો** જેવાં પદમાં કંઈ ફેરફાર થતો નથી તેથી તેને **અવ્યય** કહે છે.

**૨. ખરાબ** છોકરો પજવે છે.
**ખરાબ** છોકરી પજવે છે.

**ખરાબ** છોકરૂં પજવે છે.

આ વાકયમાં **ખરાબ** પદમાં કંઈ ફેરફાર થતો નથી માટે તેને અવ્યય કહીશું? **જે પદનાં રૂપમાં કંઈ ફેરફાર થાય નહિ તે અવ્યય કહેવાય છે.** આ નિયમ મુજબ **ખરાબ** ને પણ અવ્યય કહેવું જોઈએ, પણ ખરી રીતે તે અવ્યય નથી; કારણકે 'છોકરો' એ પદના અર્થમાં વધારો કરી ગુણ બતાવે છે. તેવી રીતે સુંદર, દયાળુ, ગરીબ, મહેનતુ, ચતુર, નરમ, જેવાં વિશેષણોમાં નામનાં રૂપ બદલાયાં છતાં કંઈ ફેરફાર થતો નથી તોપણ તેવાં વિશેષણને અવ્યય કહેતા નથી. આ ઉપરથી પ્રથમના નિયમમાં ફેરફાર કરવો પડશે. **જે પદ વિશેષણ હોય નહિ અને તેના રૂપમાં ફેરફાર થાય નહિ તેને અવ્યય કહેવું જોઈએ.**

**૩.** કેટલાંક અવ્યયના દાખલા નીચે પ્રમાણે આપ્યા છેઃ—

૧. શાંતિ **અને** કાંતિ બજારમાં ગયા.
૨. **જો** તમે કુદરતના નિયમ પાળશો **તો** તમે સુખી થશો.
૩. આ છોકરો બધાથી **આગળ** આવ્યો.
૪. આંબા **ઉપર** બહુ કેરી છે.
૫. **અરે**! તેણે કેવું નીચ કૃત્ય કર્યું!
૬. **જો** કે તમે બહુ મહેનત કરી **તોપણ** તમને જોઈતો લાભ થયો નહિ.
૭. રામ **પાસે** લક્ષ્મણ રહેતા હતા.
૮. જંગલમાં વિકરાળ પશુ હતાં **પણ** રામ અને સીતાએ **ત્યાં** વાસ કર્યો હતો.
૯. શિયાળા **પછી** ઉનાળો આવે છે.
૧૦. મગન માંદો પડયો તેથી તે વર્ગમાં **પાછળ** રહી ગયો.
૧૧. **અહો**! હવાઈ વિમાન આટલું બધું **ઉંચે** ઊડે છે!

**૪.** નીચેનાં વાકયોમાં અવ્યય શોધી કાઢોઃ—

(૧) ઈંટ રસ્તા ઉપર પડી છે. (૨) તે ધીમેથી બોલ્યો. (૩) નટુ પતંગ લેવા છાપરા ઉપરથી નીચે ઉતર્યો. (૪) ઘર આગળ ગંદુ

રાખવું નહિ. (૫) જો આપણે ચોકખા રહીએ તો ખસ થાય નહિ. (૬) તમે શા માટે જલદી ચાલો છો ? (૭) અરર! બિચારો કેવો દુઃખી થાય છે! (૮) હું સૂર્ય તરફ જોઈ શકતો નથી. (૯) શિવાજીએ હિંદુ રાજ્ય દઢતાપૂર્વક સ્થાપ્યું, કારણકે તે અસાધારણ રીતે કામ કરી શકતો. (૧૦) મારો ભાઈ બહાર ગયો છે. (૧૧) ગાડી અહીંઆં શોભતી નથી. (૧૨) ફૂલણજીભાઈએ બધો પૈસો ખોટી રીતે ખર્ચી નાખ્યો. (૧૩) આ પાઠ તમે હમણાં વાંચશો કે કાલે ? (૧૪) ગોવિંદ ગામની લગભગ આવી પહોંચ્યો. (૧૫) તમને તદ્દન મટી ગયું છે ? (૧૬) તમારી ઘડિઆળ બરાબર ચાલતી નથી. (૧૭) આ પક્ષી મધુર રીતે ગાય છે. (૧૮) ઔરંગઝેબે તેના ભાઈભાંડુને ઘાતકી રીતે મારી નાખ્યા. (૧૯) અહો! કોયલ કેવું સુંદર ગાય છે! (૨૦) તડકો બપોરે આકરો લાગે છે. (૨૧) હિંમતવાન માણસ કદી હિંમત હારતો નથી. (૨૨) શિવાજી ફરી પાછો રાજ મેળવવાના ઉદ્યમે વળગ્યો. (૨૩) ખરા નિશ્ચયવાળો માણસ શું ન કરી શકે ? (૨૪) સુથાર અને તેની વહુ આસપાસ જોઈને ગભરાયાં. (૨૫) છોકરાં, છોકરાં, એમ કહી બારણા ભણી દોડી. (૨૬) દરીઆના ઉછળતા પાણી જેવું દૂર દીઠામાં આવે છે. (૨૭) રણમાં થઈને તે શહેર તરફ જતો હતો. (૨૮) મુસાફર મૃગજળ તરફ ઉતાવળો ઉતાવળો દોડે છે. (૨૯) એમ કરવાથી ઘણાં જનાવર મરતાં બચશે. (૩૦) ખરે, બુદ્ધિ આગળ બળ પાણી ભરે છે.

૫. નીચેની ખાલી જગામાં અવ્યય મૂકોઃ—

(૧) રામ——સીતા વનમાં ગયાં. (૨) નિશાળ——બગીચો નથી. (૩) ઝાડ——પક્ષી રહે છે. (૪)——તમે આવ્યા ? (૫) તમે ગામ——બહાર જવાના છો ? (૬) મારૂં ઘર——છે. (૭)—— તમે સાચું બોલશો——તે તમારા ઉપર વિશ્વાસ રાખશે. (૮)—— તેણે બહુ તપ કર્યું——તેને સ્વર્ગ મળ્યું નહિ. (૯) પવન વાય છે——સખત તાપ પડે છે. (૧૦) માબાપનું કહેવું કડવું લાગે છે—આખરે ફાયદો થાય છે. (૧૧) મેં કહ્યું——તમે આ કામ ચિત્ત દઈને કરો. (૧૨) મંદિર——એક લીમડાનું ઝાડ છે. (૧૩)

ઘણાં વરસ——ઔરંગઝેબ દક્ષિણમાં લડયો. (૧૪) તાપ પડે——ઝીણાં લુગડાં પહેરવાં. (૧૫) મટુ——વાંચે છે. (૧૬) લલ્લુ——રમ્યો. (૧૭) તે——નથી. (૧૮) હરણુ——કૂદે છે. (૧૯) સંપ——જંપ. (૨૦) છોકરાંએ——સંપીને રહેવું. (૨૧)——ઉદ્યોગ કરો——સુખી થશો. (૨૨) ગાડીની સીસોટી સાંભળી મનુ——દોડયો. (૨૩) તે બેઠાય છે——એક વૃદ્ધ ડોસો આવ્યો. (૨૪) કઠીઆર જંગલમાં——રહેતો હતો. (૨૫) તે લઇને તેની——ટેકરી ઉપર ચઢવા કર્યું. (૨૬) તે મહા મહેનતે થોડું ચઢયો——થાકી ગયો. (૨૭) મારાથી એક ડગલું——ભરાય એમ નથી. (૨૮) તપાવેલી કુલ્લી પાણીમાં——થાય છે. (૨૯) આ બધું જોતાં નજરની વાત——રહી. (૩૦) ખરી વાત માલમ પડે વહેમ——નીકળી જાય.

**૬.** નીચેનાં અવ્યયો વાક્યમાં વાપરો:—

જ્યારે, કેમ, સખત, બરાબર રીતે, વારંવાર, ક્યાં, સારી રીતે. આજે, તરતજ, પછીથી, અહીંઆં.

**૭.** અવ્યય આવે એવાં આઠ વાકયો લખી લાવો.

---

## પાઠ ૯ મો

### કૃદંત

૧. તે લખતાં લખતાં
૨. પાંડવોએ વનવાસ ભોગવીને
૩. જંગલમાં જવાને
૪. ઘોડા ઉપર ચઢીને
૫. ખાધેલો ખોરાક

આ વાકયોમાં જુદી જુદી ક્રિયા માલમ પડે છે. 'તે લખતાં લખતાં' એમાં 'લખવાની' ક્રિયા જણાય છે પણ તે શબ્દસમૂહનો અર્થ બરાબર સમજાતો નથી. લખતાં લખતાં શું થયું તે જણાતું નથી પણ જો એમ કહેવામાં આવે કે 'તે લખતાં લખતાં થાકી ગયો' તો તે શબ્દસમૂહ વાકય થાય છે, કારણકે ક્રિયાપદ વગર કોઈ

પણ વાકય થઈ શકતું નથી, એ આપણે પાઠ બીજામાં શીખી ગયા છીએ; તેથી **લખતાં લખતાં** એ પદ ક્રિયા બતાવે છે પણ તે **ક્રિયાપદ નથી.** આ કારણને લીધે નીચે પ્રમાણે ઉપર જણાવેલા શબ્દસમૂહને વાકયના રૂપમાં ફેરવી શકાય છે.

| | |
|---|---|
| ૧. તે **લખતાં લખતાં** | ૧. તે લખતાં લખતાં **થાકી ગયો.** |
| ૨. પાંડવો વનવાસ **ભોગવીને** | ૨. પાંડવો વનવાસ ભોગવીને **પાછા આવ્યા.** |
| ૩. જંગલમાં **જવાને** | ૩. તે જંગલમાં જવાને **નીકળ્યો** |
| ૪. તે ઘોડા ઉપર **ચઢીને** | ૪. તે ઘોડા ઉપર ચઢીને **પરગામ ગયો.** |
| ૫. **ખાધેલો** ખોરાક | ૫. ખાધેલો ખોરાક **પચવો જોઈએ.** |

પહેલા શબ્દસમૂહમાં **થાકી ગયો** એ શબ્દ ઉમેરવાથી વાકય બને છે; તેવીજ રીતે **પાછા આવ્યા, નીકળ્યો, પરગામ ગયો, પચવો જોઈએ** જેવાં ક્રિયાપદ મૂકવાથી વાકય બને છે અને તેથી તેનો અથ સ્પષ્ટ થાય છે; ત્યારે **લખતાં લખતાં, ભોગવીને** વગેરે ક્રિયાસૂચક શબ્દો **ક્રિયાપદ નથી,** કારણકે તેનાથી અર્થ પુરો સમજાતો નથી. આ ઉપરથી એ નિયમ નીકળે છે કે **જે શબ્દો ક્રિયા બતાવે છે પણ ક્રિયાપદની પેઠે વાકય બતાવી અર્થ પુરો કરતો નથી તેને કૃદંત કહે છે.** કૃદંતમાં ક્રિયા જણાય છે પણ કર્તા વિષે શું કહેવાનું છે તે જણાતું નથી, એટલે વાકયમાં કૃદંત વપરાય તોપણ અર્થ અધૂરો રહે છે.

**૨.** નીચેનાં વાકયોમાંથી કૃદંત શોધી કાઢો:—

(૧) મેં તને રસ્તામાં ઉભેલો જોયો. (૨) ઘણી પાકેલી કેરીઓ આંબા ઉપર છે. (૩) ભસ્તો કુતરો કરડતો નથી. (૪) રડતું છોકરૂં ગમે નહિ. (૫) તેનો લખેલો કાગળ પડી ગયો. (૬) કેટલાક છોકરા સૂતાં સૂતાં વાંચે છે. (૭) તમે ખાતાં ખાતાં બોલો છો ? (૮) સવારે

નાહીધોઈને નિશાળે જવું ઠીક છે. (૯) લંકા બાળીને હનુમાને કેકડો માર્યો. (૧૦) તે પરગામ જવા નીકળ્યો પણ અપશુકન થયા. (૧૧) ગમન લખી લખીને કંટાળ્યો. (૧૨) ગઈ તિથિ જોશી વાંચતો નથી. (૧૩) લખેલા અક્ષર ઉકેલવાનું અને બોલવાનું અઘરૂં છે. (૧૪) તમે રમવા કેમ જતા નથી? (૧૫) લખ્યા લેખ મટતા નથી. (૧૬) તમે બહાર ફરવા જવાના છો? (૧૭) લખતાં લખતાં લહીઓ થવાય. (૧૮) ભાગેલો કાચ તેણે ફેંકી દીધો. (૧૯) તે ઘડિઆળ વગાડવા ગયો. (૨૦) આપેલું વચન પાળવું જોઈએ. (૨૧) જ્યારે તે સૂવા ગયો ત્યારે ઘડિઆળમાં દશ વાગેલા હતા. (૨૩) મજુર આખો દિવસ કામ કરીને થાકેલો તરત ઊંઘી જાય છે. (૨૩) ભાષણ કરનારનો અવાજ બુલંદ હતો. (૨૪) દિવાળીમાં છોકરાં ફટાકા ફોડતાં જોવામાં આવે છે. (૨૫) ઉનાળામાં ઝાડ સૂકાવા માંડે છે.

૩. નીચેની ખાલી જગામાં કૃદંત મૂકોઃ—

(૧) છોકરો જલદીથી——પડી ગયો. (૧)——દેવતા બોલવી નાખવો. (૩) અંધારી રાતે——તારા રમણીય લાગે છે. (૪) ઘડિઆળના ટકોરા——તે ઊઠયો. (૫) બજારમાં——મોહન નીકળ્યો. (૬)——તે જાડો થયો. (૭) તમને——કેમ યાદ રહેતું નથી? (૮) દરેક કામ——કરવું. (૯) ચોર કોથળી——પકડાયો. (૧૦) લુગડાં——તલાવમાં શંકર લપસી પડ્યો. (૧૧)——બળદને આર મારવી નહિ. (૧૨) આ જગતનો——બુદ્ધિશાળી હોવો જોઈએ. (૧૩) સિપાઈને મેં કાગળ——કહ્યું. (૧૪) અન્નનું——લોહીનું ——શરીરનું——એ સૌ ચમત્કારિક છે. (૧૫) વહાણમાં—— દરીઆમાં જઈએ તો આનંદ થાય છે. (૧૬) સાંજે સૂર્ય——દેખાય છે. (૧૭) દુનિયા ઉપર અમલ——ઈશ્વર છે. (૧૮)——લાંબો પંથ કપાય છે. (૧૯) ચિતારનું——આ ચિત્ર છે. (૨૦) બર્કનહેડ આગબોટ——લડાઈ માટે——હતી. (૨૧) તે——સાંભળતોજ નથી. (૨૨) જે——હોય તે થાય. (૨૩) માણેકચોક આગળ વસ્તી——

જોઈ સાધુ નદીને કાંઠે રહેવા ગયો. (૨૪) છોકરાને વખતસર નિશાળ-માં——જોઇએ. (૨૫) આ——અહમદશાહ અચરજ પામ્યો.

૪. જુદાં જુદાં કૃદંત વાપરી આઠ વાક્યો લખી લાવો.

---

## પાઠ ૧૦ મો

---

### વાક્યપૃથક્કરણ

---

### ઉદ્દેશ્ય અને વિધેય

**૧.** વાક્યનાં જુદાં જુદાં પદ જેવાં કે નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યય વિષે તમે થોડુંક શીખ્યા છો. તે ઉપરથી દરેક પદનો વાક્યના જુદા જુદા ભાગ સાથે કેવો સંબંધ છે તે સમજણ પડે છે. એક વિચારને શબ્દદ્વારા બરાબર જણાવવાથી એક વાક્ય થાય છે. વાક્યમાં આવતા જુદા જુદા શબ્દો તેનો અર્થ કેવી રીતે બતાવે છે તે વ્યાકરણથી આપણે જાણીએ છીએ. કેવળ પદનાં નામ, જેવાં કે નામ, સર્વનામ, ક્રિયાપદ વગેરે કહી જવાથી વ્યાકરણનો હેતુ સરતો નથી, પણ આખા વાક્યનો અર્થ સ્પષ્ટ કરવામાં દરેક પદ શું કામ કરે છે તે જાણવાથી તે બરાબર સમજાય છે. જેવી રીતે **પદચ્છેદ** (પદ+ચ્છેદ એટલે પદના ભાગ પાડવા તે) કરવાથી વાક્યના અર્થની બરાબર સમજણ પડે છે તેવીજ રીતે વાક્યનું પૃથક્કરણ (જુદા જુદા પૃથક્ ભાગો કરવા તે ) કરવાથી તેવોજ અર્થ સમજાય છે તેથી બાળકોને પદચ્છેદ તેમજ વાક્યપૃથક્કરણ જાણવાની જરૂર છે.

**૨.** ‘રમણ જાય છે.’ એ વાક્યમાં બે ભાગ છે: ‘રમણ’ અને ‘જાય છે.’ ‘રમણ’ એ કર્તા છે એટલે જવાની ક્રિયા કરનાર છે તેથી તેને વિષે વાત કરવામાં આવી છે. ‘જાય છે’ એ ક્રિયાપદ છે અને તે જવાની ક્રિયા બતાવે છે તેથી ‘જાય છે’ એમ કહેવામાં આવ્યું છે.

વાક્યમાં અમુક **પદાર્થ** વિષે કહેવામાં આવ્યું હોય છે અને તે સંબંધી કંઈક કહેવામાં આવ્યું હોય છે, તેથી આ પ્રમાણે દરેક વાક્યના બે ભાગ પડી શકે છેઃ-**જેને વિષે કંઈ કહેવામાં આવે છે તે ઉદ્દેશ્ય કહેવાય છે અને જે કંઈ કહેવામાં આવે છે તે વિધેય કહેવાય છે.**

૧. પોપટ બોલે છે.
૨. મગન આવે છે.
૩. બાળક રમે છે.
૪. ઘડિઆળ વાગે છે.
૫. પવન વાય છે.

'પોપટ બોલે છે' એમાં 'પોપટ' વિષે કહેવામાં આવ્યું છે અને તેના વિષે 'બોલવાનું' કહ્યું છે. તેજ પ્રમાણે મગન, બાળક, ઘડિઆળ અને પવન એ પદો વિષે એ ક્રિયા કહેવામાં આવી છે, તેથી તે **ઉદ્દેશ્ય** છે અને 'બોલે છે,' 'આવે છે,' 'રમે છે,' 'વાગે છે,' 'વાય છે,' એ ક્રિયાપદોમાં તેમની ક્રિયા વિષે કહેવામાં આવ્યું છે તેથી તે **વિધેય** છે.

| જેને વિષે (ઉદ્દેશી) | શું કહ્યું છે (વિધાન) |
|---|---|
| ઉદ્દેશ્ય | વિધેય |
| પોપટ | બોલે છે |
| મગન | આવે છે |
| બાળક | રમે છે |
| ઘડિઆળ | વાગે છે |
| પવન | વાય છે |

**૩. નીચેની ખાલી જગામાં ઉદ્દેશ્ય મૂકોઃ—**

**(૧)——ચરે છે. (૨)——ખાય છે. (૩)——જાય છે. (૪)——પડયો. (૫)——રડે છે. (૬)——ઊંઘે છે, (૭)——બોલે**

છે. (૮)——ગાય છે. (૯)——રમ્યો. (૧૦)——લડયો. (૧૧)——લાવ્યો. (૧૨)——કર્યું. (૧૩)——ચાલે છે. (૧૪)——આપ્યું. (૧૫)——ખોઈ નાખ્યો. (૧૬)——સુખી છે. (૧૭)——કવિતા ગાઈ. (૧૮)——મરી જાય છે. (૧૯)——આપી દીધા. (૨૦)——જા. (૨૧)——ઉપયોગી પ્રાણી છે. (૨૨)——નાસી ગયું. (૨૩)——બહુ પડયાં. (૨૪)——શિકાર કરે છે. (૨૫)——બિલાડી પછવાડે દોડયો. (૨૬)——પાઠ વાંચે છે. (૨૭)——લાકડી મારી. (૨૮)——કાગલ લખ્યો. (૨૯)——ટોપી લાવ્યો. (૩૦)——કામ કરી રહ્યાં.

૪. નીચેની ખાલી જગામાં વિધેય મૂકો:—

(૧) કલાસ——(૨) કબુતર——(૩) દેવતા——(૪) ગાડી——(૫) સિંહ——(૬) કુતરો——(૭) ઝાડ——(૮) ફકીર——(૯) પેન્સિલ——(૧૦) ધોબી——(૧૧) વરસાદ——(૧૨) મારી ટોપી——(૧૩) દીવો——(૧૪) કાગળ——(૧૫) બળદ——(૧૬) બાયડી——(૧૭) ટપાલી——(૧૮) ચંદ્રમા——(૧૯) ચોપડી——(૨૦) વરસાદ——(૨૧) રામચંદ્રજી——(૨૨) હનુમાને લંકા——(૨૩) ગાયનું દૂધ——(૨૪) રાજાની સવારી——(૨૫) શેઠ બ્રાહ્મણને——(૨૬) ચીમનની ચોપડી——(૨૭) સવારમાં ફરવાની ટેવ——(૨૮) ગરીબની ઉપર દયા——(૨૯) ઝાડ ઉપર——(૩૦) રસ્તામાં છોકરાં——

૫. બાર વાકયો લખી તેમાં આવતા ઉદ્દેશ્ય અને વિધેય બતાવો.

૬. 'ખા,' 'દોડ,' 'આવ,' એવા પદમાં જોકે એકજ પદ છે તોપણ તેમાં 'તું' અધ્યાહાર (છે એમ સમજવાનું) છે એ બાબત આગળ તમે શીખી ગયા છો, તેથી એવા વાકયના ભાગ પાડતી વખતે 'તું' ધારી લેવાનો છે. આપણે જે વાકય ઉપર લીધાં છે તેવાં હમેશાં બેજ પદના વાકય હોતાં નથી. ઘણી વખત ઉદ્દેશ્ય કે વિધેય સાથે બીજા શબ્દો તેના અર્થમાં વધારો કરનાર હોય છે.

| | |
|---|---|
| ૧. દીકરો દેશાવર જાય છે. | ૧ **ડાહ્યો** દીકરો દેશાવર જાય છે. |
| ૨. શિક્ષક બરાબર શીખવે છે. | ૨ **સારો** શિક્ષક બરાબર શીખવે છે. |
| ૩. સિંહ વનમાં શિકાર કરે છે. | ૩ **વિકરાળ** સિંહ વનમાં શિકાર કરે છે. |
| ૪. કુતરો સામે આવ્યો. | ૪ **લાલ** કુતરો સામે આવ્યો. |

આ વાક્યમાં 'ડાહ્યો' એ દીકરાના અર્થમાં **વધારો** કરે છે તેથી 'ડાહ્યો' એને ઉદ્દેશ્યવર્ધક કહે છે કારણ કે કેવો દીકરો એનું જ્ઞાન આપણને 'ડાહ્યો' એ શબ્દ દીકરાની આગળ મૂકવાથી થાય છે. 'દીકરો' **ઉદ્દેશ્ય** છે તેવી રીતે **દેશાવર** જાય છે એ 'જાય છે' એ પદના અર્થમાં વધારો કરે છે તેવી રીતે **સારો, વિકરાળ, લાલ** એ પદો **શિક્ષક,** સિંહ અને કુતરાના અર્થમાં વધારો બતાવે છે તેમજ 'બરાબર' 'વનમાં શિકાર' અને સામે એ 'શીખવે છે,' 'કરે છે' અને 'આવ્યો' વિધેયના અર્થમાં વધારો કરે છે. **વધારો** કરે તે વર્ધક; એટલે એવા શબ્દો વિધેયવર્ધક કહેવાય છે તેથી તે **વિધેયવર્ધક** છે.

૭. કેટલાંક ક્રિયાપદ ક્રિયાનો અર્થ પુરો બતાવતા નથી.

દા. (૧) માણુસ છે. (૨) તે દેખાય છે. (૩) આકાશ થયું. (૪) વાત લાગે છે.

'માણુસ છે' એમાં તે કેવો છે તે સમજાતું નથી તેમજ તે કેવો દેખાય છે એ પણ જણાતું નથી. તેવીજ રીતે 'આકાશ કેવું થયું,' 'વાત કેવી લાગે છે' તેનો અર્થ સ્પષ્ટ થતો નથી. પણ (૧) માણુસ **સુખી છે** (૨) તે **દીલગીર** દેખાય છે. (૩) આકાશ **ઘનઘોર** થયું. (૪) વાત **ખરી** લાગે છે. આ વાક્ય ઉપરથી જણાય છે કે 'છે' 'દેખાય છે,' 'થયું,' 'લાગે છે' એ ક્રિયાપદ ક્રિયાનો અધુરો અર્થ બતાવે છે અને 'સુખી,' 'દીલગીર,' 'ઘનઘોર,' 'ખરી,' એવાં પદ ક્રિયાનો અર્થ **પુરો** કરે છે તેથી તે **ક્રિયાપૂરક** કહેવાય છે.

(૧) તે **વાત** કહે છે. (૨) મગન **ચોપડી** વાંચે છે. (૩) બિલાડીએ **દૂધ** પીધું. (૪) શંકરે **લાડુ** ખાધો. આ વાકયમાં **વાત, ચોપડી, દૂધ, લાડુ,** એ કહેવાની, વાંચવાની, પીવાની અને ખાવાની ક્રિયા પુરી કરે છે તેથી તે પણ ક્રિયાપૂરક છે, પણ તે સકર્મક ક્રિયાપદનાં કર્મ છે તેથી તે ક્રિયાપૂરક ગણાય છે એ હવે **સમજાયું** હશે. કેટલાક વિધેયના બે ભાગ થાય છેઃ (૧) ક્રિયાપદ અને (૨) ક્રિયાપૂરક. સાધારણ રીતે નામ કે સર્વનામ ઉદ્દેશ્ય હોય છે પણ બીજાં પદ જેવાં કે વિશેષણ, કૃદંત, અને શબ્દસમૂહ પણ ઉદ્દેશ્ય તરીકે વપરાય છેઃ

દા. (૧) **શાંતિ** જમવા ગયો. (૨) **તે** ખૂબ રમ્યો. (૩) **ગરીબની** દયા ખાવી જોઈએ. (૪) **કામ કરવું** અઘરૂં લાગે છે. (૫) **હિસાબ કેમ કરવો** એ હું જાણતો નથી.

## પાઠ ૧૧ મો

### વાકય પૃથક્કરણના નમુના

**૧.** નોકર દુઃખી લાગે છે. (૨) શિયાળ લુચ્ચું પ્રાણી છે. (૩) મધમાખી મધ બનાવે છે. (૪) ગાય ઘાસ ખાય છે. (૫) તે દીવાન થયો. (૬) તમે શું ખાધું ? (૭) ફરવાથી સારો ફાયદો થાય છે. (૮) ડેવિડ નિશાળે ગયો હતો. (૯) અમથારામ ઘરમાં છે. (૧૦) શરીર સાફ થયું.

**૨.**

૧. ઉતાવળે આવવાથી તે છોકરો વખતસર પહોંચ્યો.
૨. આ ગરીબ ભિખારી સારંગી વગાડીને પેટ ભરે છે.
૩. એક પોલીસે જલદીથી સીસોટી વગાડી.
૪. રૂગનાથ ભાટે અમને રસિક રીતે વાર્તા કહી.
૫. મુંબઈ મોટું બંદર છે.

૬. દયાળુ શેઠે બ્રાહ્મણને પાંચ રૂપીઆ આપ્યા.
૭. નર્મદા પવિત્ર નદી છે.
૮. ઘરડા માણસો બહુ વાતો કરે છે.
૯. પેલો વાઘ દરરોજ બે ત્રણ બકરા લઈ જતો.
૧૦. આળીઆં તે તાવની બિમારીથી પટકાઈ ગયો.

૩.

| કોને વિષે | શું કહેવામાં આવ્યું છે. | |
|---|---|---|
| ઉદ્દેશ્ય | વિધેય | |
| | ક્રિયાપદ | ક્રિયાપૂરક |
| ૧. નોકર | લાગે છે | દુઃખી |
| ૨. શિયાળ | છે | લુચ્ચું પ્રાણી |
| ૩. મધમાખી | બનાવે છે | મધ |
| ૪. ગાય | ખાય છે | ઘાસ |
| ૫. તે | થયો | દીવાન |
| ૬. તમે | ખાધું | શું |
| ૭. ફરવાથી | થાય છે | સારો ફાયદો |
| ૮. ડેવિડ | ગયો હતો | નિશાળે |
| ૯. અમથારામ | છે | ઘરમાં |
| ૧૦. શરીર | થયું | સાફ |

૪.

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|
| | | ક્રિયાપદ | ક્રિયાપૂરક | |
| ૧. છોકરો | તે | પહોંચ્યો | વખતસર | ઉતાવળે ચાલવાથી |
| ૨. ભિખારી | ૧ આ, ૨ ગરીબ | પેટ ભરે છે | | સારંગી વગાડીને |
| ૨. પોલીસે | એક | વગાડી | સીસોટી | જલદીથી |
| ૪. ભાટે | રૂગનાથ | કહી | ૧ વાર્તા<br>૨ અમને | રસિક રીતે |
| ૫. મુંબઈ | ... | છે | મોટું બંદર | ... |
| ૬. શેઠે | દયાળુ | આપ્યા | ૧ રૂપીઆ<br>૨ બ્રાહ્મણને | ... |
| ૭. નર્મદા | ... | છે | પવિત્ર નદી | ... |
| ૮. માણસો | ઘરડા | કરે છે | બહુ વાતો | ... |
| ૯, વાઘ | પેલો | લઇ જતો | બે ત્રણ બકરાં | દરરોજ |
| ૧૦. તે | | પટકાઈ ગયો | | અહીંઆં, તાવની બિમારીથી |

**૫.** નીચેનાં વાક્યોમાં ઉદ્દેશ્યવર્ધક મૂકોઃ—

(૧)——છત્રી ભાગી ગઈ. (૨)——કુતરો કરડવા જાય છે. (૩)——કેરી ખાટી લાગે છે. (૪)——રાજા સાદો રહે છે. (૫)——પેટી બહુ દિવસ ચાલે છે. (૬)——ઘોડો જલદી ચાલે છે. (૭)——સસલાં નાસી ગયાં. (૮)——માણસ ચીઢીઓ થાય છે. (૯)——ફરવા જવું ફાયદાકારક છે. (૧૦)——પવન સારો લાગે

છે. (૧૧)——નાનાલાલે સારાં કાવ્ય લખ્યાં છે. (૧૨)——માણસ છેતરતો નથી. (૧૩)——લુગડું ગમતું નથી. (૧૪)——માણસ પૈસો ઉડાવી દે છે. (૧૫)——કોયલ ગાય છે. (૧૬)——વાર્તા તેને ગમી. (૧૭)——લડવૈયા પાછા હઠતા નથી. (૧૮)——બાળક રમતું નથી. (૧૯)——માણસ સુખી થાય છે. (૨૦)——તીર્થો ઘણાં છે. (૨૧)——ચોપડી કાઢી નાખી. (૨૨)——ખોરાક લેવો ફાયદાકારક છે. (૨૩)——કપડાં પહેરવાં જોઈએ. (૨૪)——ચેહરો ઠીક લાગે છે. (૨૫)——રંગ ગમે છે. (૨૬)——પાણી પીવું જોઈએ. (૨૭)——ટેબલ પડી ગયું. (૨૮)——ઘર બળી ગયાં. (૨૯)——પર્વત ચડાતો નથી. (૩૦)——વરસાદ પડ્યો.

૬. નીચેની ખાલી જગામાં વિધેયવર્ધક મૂકો:—

(૧) સૂર્યનો તડકો——લાગે છે. (૨) નોકર——કામ કરે છે. (૩) નદીનું પાણી——વહે છે. (૪) નટુએ ચોપડી——કાઢી નાખી. (૫) ઘર——સળગી ગયું. (૬) મેં તેને——જોયો હતો, (૭) તે——નાઠો. (૮) દરીઆમાં મોજાં——આવે છે. (૯) આંધળો માણસ——ચાલે છે. (૧૦) કંજુસને પૈસા——વહાલા હોય છે. (૧૧) સિંહે હાથી ઉપર——તરાપ મારી. (૧૨) દેશનો વેપાર——ચાલે છે. (૧૩) સંચામાંથી અનાજ——દળાય છે. (૧૪) પરીક્ષામાં ચંદ્રકાંત——આવ્યો. (૧૫) તેણે કવિતા——ગાઈ. (૧૬) શા માટે તમે——રહો છો ? (૧૭) તે——બેસી રહ્યાં. (૧૮) ગાય——ચરે છે. (૧૯) કનુની તબીયત——બગડી. (૨૦) લશ્કરે——ઘેરો ઘાલ્યો. (૨૧)——બોલો. (૨૨) કુંવર——શિકાર કરતો. (૨૩)——ઘણાં ઝાડ હોય છે. (૨૪) દિવાળી——આવે છે. (૨૫) મારો વિચાર——નથી. (૨૬) શિઆળ સિંહને જોઈ——નાઠું. (૨૭) કામ——કરો. (૨૮) છોકરો——ઘેર ગયો. (૨૯) બગીચામાં ફૂલ——છે. (૩૦) તે હવે——થયો છે.

૭. ઉદ્દેશ્યવર્ધક અને વિધેયવર્ધક આવે એવાં દસ વાક્યો બતાવો.

# પાઠ ૧૨ મો

---

## પદચ્છેદ

**૧.** જે શબ્દ વાક્યમાં વપરાય છે તેને **પદ** કહે છે. **પદચ્છેદ** એટલે વાક્યમાં આવતા જુદા જુદા પદના ભાગ કરવા એટલે તે કયું પદ છે એ કહેવું તે. નામ, સર્વનામ, ક્રિયાપદ, વિશેષણ અને અવ્યય એ પાંચ પદ વિષે તમે શીખી ગયા. હવે વાક્યમાં એ પદનો કેવો સંબંધ હોય છે તે તમારે જાણવો જોઈએ, તેથી પદચ્છેદ વાક્યનો સ્પષ્ટ અર્થ સમજવાને માટે ઉપયોગી છે. છોકરાઓ ઘણી વખત નામ, સર્વનામ, ક્રિયાપદ, એમ કડકડાટ બોલી જાય છે પણ તે શેનું નામ છે; સર્વનામ કયા નામને માટે વાપર્યું છે તથા કેવી ક્રિયા અમુક પદથી બતાવવામાં આવે છે તે કહેવાની જરૂર છે. તેના કેટલાક નમુના નીચે પ્રમાણે આપવામાં આવ્યા છે:—

**૨. (अ)** પુત્રીએ બતાવી તે સર્વ રેખા ધ્યાનમાં રાખી ચાંપો વનરાજને ખોળવા નીકળ્યો.

પુત્રીએ નામ. પ્રાણીનું નામ છે 'બતાવી' નો કર્તા.

| | | |
|---|---|---|
| બતાવી | ક્રિયાપદ | |
| તે | સર્વનામ | |
| સર્વ | વિશેષણ | (સર્વનામ છે પણ બધાના અર્થમાં આવી રેખાના વિશેષણ તરીકે વપરાયું છે.) |
| રેખા | નામ | |
| ધ્યાનમાં | નામ | |
| રાખી | અવ્યય | |
| વનરાજને | નામ | |
| ખોળવા | અવ્યય | |
| નીકળ્યો | ક્રિયાપદ | |

(ख) સિદ્ધરાજે જુનાગઢ ઉપર ચડાઈ કરી અને બાર વરસ ત્યાં લડાઈ ચાલી.

| | | |
|---|---|---|
| સિદ્ધરાજે | નામ. | ( 'ચડાઈ કરી' ક્રિયાપદનો કર્તા ) |
| જુનાગઢ | નામ | |
| ઉપર | અવ્યય | |
| ચડાઈ કરી | ક્રિયાપદ | |
| અને | અવ્યય | (સિદ્ધરાજે——કરી બાર——ચાલી એ વાક્ય વચ્ચે સંબંધ બતાવે છે) |
| બાર | વિશેષણ | (વરસનો ગુણ બતાવે છે) |
| વરસ | નામ | |
| ત્યાં | અવ્યય | |
| લડાઈ | નામ | (ચાલી ક્રિયાપદનો કર્તા ) |
| ચાલી | ક્રિયાપદ | (કર્મ નથી માટે અકર્મક) |

(क) રાણકદેવીએ ભાણેજો ઉપર વિશ્વાસ રાખ્યો અને બારણાં ઉઘાડયાં એટલે સિદ્ધરાજ અંદર ગયો.

| | | |
|---|---|---|
| રાણકદેવીએ | નામ | (રાખ્યો ક્રિયાપદનો કર્તા) |
| ભાણેજો | નામ | |
| ઉપર | અવ્યય | |
| વિશ્વાસ | નામ | (રાખ્યો ક્રિયાપદનું કર્મ ) |
| રાખ્યો | ક્રિયાપદ | (તેને કર્મ છે માટે સકર્મક ) |
| અને | અવ્યય | (રાણકદેવી——રાખ્યો અને બારણાં ઉઘાડયાં, એ વાક્યો વચ્ચે સંબંધ બતાવે છે. ) |
| બારણાં | નામ | (ઉઘાડયાંનું કર્મ ) |
| ઉઘાડયાં | ક્રિયાપદ | (કર્મ છે માટે સકર્મક) |
| એટલે | અવ્યય | |
| સિદ્ધરાજ | નામ | (ગયો ક્રિયાપદનો કર્તા ) |

| | | |
|---|---|---|
| અંદર | અવ્યય | (ઘરનો સંબંધ બતાવે છે) |
| ગયો | ક્રિયાપદ | (કર્મ નથી માટે અકર્મક) |

(ક) સોલંકી વંશનો છેલ્લો ભીમદેવ ૧૧૭૯ માં સગીર ઉંમરે પાટણની ગાદીએ બેઠો અને તેણે ૬૩ વર્ષ સુધી રાજ્ય ભોગવ્યું.

| | | |
|---|---|---|
| સોલંકી | વિશેષણ | (વંશનો ગુણ બતાવે છે) |
| વંશનો | નામ | |
| છેલ્લો | વિશેષણ | (રાજાનો ગુણ બતાવે છે) |
| ભીમદેવ | નામ | (બેઠો ક્રિયાપદનો કર્તા) |
| ૧૧૭૯ માં | નામ | |
| સગીર | વિશેષણ | (ઉંમરનો ગુણ બતાવે છે) |
| ઉંમરે | નામ | |
| પાટણની | નામ | |
| ગાદીએ | નામ | |
| બેઠો | ક્રિયાપદ | (કર્તા ભીમદેવ) કર્મ નથી તેથી અકર્મક |
| અને | અવ્યય | (સોલંકી——બેઠો, તેણે——ભોગવ્યું એ વાક્યો વચ્ચે સંબંધ બતાવે છે) |
| તેણે | સર્વનામ | (ભીમદેવને માટે વપરાયું છે) ભોગવ્યુંનો કર્તા. |
| ૬૩ | વિશેષણ | (વર્ષ કેટલાં છે તે બતાવે છે) |
| વર્ષ | નામ | |
| સુધી | અવ્યય | |
| રાજ્ય | નામ | (ભોગવ્યુંનું કર્મ છે) |
| ભોગવ્યું | ક્રિયાપદ | (કર્તા તેણે, રાજ્ય કર્મ છે તેથી સકર્મક) |

સમાપ્ત